
चारता.
छपावी प्रसिद्ध करनार.
मगनलाल छवर्थद.
अमदावाद मध्ये
मामानी हवेलीमां युनाईटेड
प्रीन्टिंग अने जनरल एजन्सी
कंपनी "लिमिटेड" ना प्रेसमां
रणछोडलाल गंगारामे छापी.
संवत १९४०
सने १८८४
कींमत रुपीओ अेक.

# गुलबंकावलीनी वार्ता.



## मंगळाचरण.

### દોહરા.

શ્રી ગણપતી આરાધીએ, પુજુ બેઉ કરજોડ;
સહુ મળી કરૂણા કરો, કોઇમાં દેશો ખોડ. ૧
સરસ્વતી મા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ;
ખોટું ખરૂ લેતો નથી, કૃપા તમારી બુદ્ધ. ૨
પ્રથમ ઇષ્ટદેવને પરણુમ, જેની મુજપર સાહાય;
કરૂણા કરો હું કરગરૂ, આ ગ્રંથ ચાલતો થાય. ૩

ચોપાઈ—સીરકસ્તાન નામે એક ગામ, જલદસંગ રાજાનું નામ; રાજ ચલાવે રૂડી પેર, ઘણી અલખતછે તેને ઘેર; વરણ અઢારે વાસો રહે, શોભા ઇંદ્રના સરખી લહે; રાજાને પ્રધાનજ સહી, તે પણ અતી ડાહ્યોછે તહીં; તે રાજાને રાણી એક, તેહ તણો શું કહું વિવેક. તેને પુત્ર પ્રગટ્યા ત્યાં ચાર, તેના શોભાનો નંહીં પાર; ફરી પુત્ર જનમીઓ એક; તેના લેખ કર્યા વીવેક, જોશીએ રાજાને કહ્યું, તે લેખમાં એક કૌતક થયું; ત્યારે રાજા બોલ્યા વાણ, કહો જોશીજી ચતુરસુજાણ. સાંભળીને જોશી કહે રાય, તે લેખનો કહું મહીમાય; પુત્રનું મુખ જોશો જાહરે, આંખે અંધ થશો તાહરે. ત્યારે રાજા ચમક્યો મન, જોશી કહે તે સત વચન.

દોહરા—રાયે વજીર તેડાવીઓ, કહી માંડીને વાત; કહો વજીર હવે શું થશે, કાજ શું કરવું ભ્રાત. ૧ પુત્રનું મુખ જોવું નહીં, શુંછે પુત્રનું કામ; મુકો એને વન જઇ, ના આવે આ ઠામ. ૨ વજીર તમે ચોકી કરો, ના મુકશો વીલો એહ;

જાળવજો જુગતે કરી, સાચુ કહુંછું તેહ. ૩ વજીર ત્યાંથી સંચર્યો, ગયો તે વનમોઝાર, બાર ગાઉ ઉપર જઈ રહ્યાં, જતન કરતાં અપાર. ૪

ચોપાઇ—એ વાતતો અહીંથી રેહી, ઘેર રાજાની શી ગત થઈ; વજીર ગયા પછી શું થયું, પેર તેહની પ્રતે લહું. એક સમે પોતે રાજન, નીકળ્યા મીજબાનીએ વન; ભુપ બેઠો વાડીમાં જઈ, ખાનપાન કરેછે સહી. પછી નીકળ્યો મરગીયા બાર, સાથીપોતે તેડ્યા સાર; સાથે સાથી તેને સહી, શિકાર રમવાની ઈછા થઈ. મરઘ દીઠું એક વનમોઝાર, સાધ્યું બાણ મુકયો તોખાર; જાણે ઘાયલ કરૂં આવે લાગ, નાસે હરણ તેનો ના તાગ. પુંઠે તે મેલ્યો તોખાર, નાસે વન કેરી મોઝાર; સાથી સૌ પછવાડે રહ્યા, રાજા હરણી પુંઠે ગયા. સાત જોજન નાઠું તે બાણ, તે હરણના લીધા પ્રાણ; અશ્વ રાખ્યો ઉભો તે ઠામ, થઈ ગયું રાજાનું કામ. પુત્ર પાંચમો તાજલ નામ, જેણે નીજ તજાવ્યું ગામ; મુખ જોએ અંધજ થાય, જાણી કહાડ્યો જંગલમાંહ્ય. એક દિવસ પ્રધાનજ સહી, શીખના વચન કુંવરને કહી; તેથી ક્રોધ ચડાવી કરી, આવ્યો સુત વન ભમતો ફરી. તેતો જોગ આવીને મળ્યા, લખ્યા લેખ ટાળે નહી ટળ્યા; દીઠો આવતો રાજકુમાર, જાણે બીજો ઈંદ્ર અવતાર. ધન ધન એ જનુની તન, જેની કુખથી થયું રતન; દ્રષ્ટ ભરી જોએ જેટલે, રાજા અંધ થયો તેટલે.

છપ્પા—ટળસે ભુંડી ભુખ, કંઈક ઉદ્યમ કરવાથી, ટળશે શત્રુનો ભેદ, દેશ પરદેશ ગયાથી; ટળશે દેહમાં રોગ, રોજ ઓસડ કરવાથી; ટળશે દુર્બળ દેહ, અહો જપતપ કરવાથી; પુન્યેતો પાપ ટળે સહી, મહાજનો કહેછે કથી; કવીજન મુખ વાણી કહે. લખ્યા લેખ ટળતા નથી. જાય જોરાવર શરણ, મેરૂ ઉ-

પર જઈ બેસે; બેશે ગીર ગફાય, જાય દેશ કે વીદેશ; પેસે જો પાતાલ, આપ આકાશે જાયે; જાય શેષને શરણ, રહે રચેદળ માંહે; જોગી થઈ જંગલ ભમે, અનેક ઉપાય કરી કથી; કવીજન કહે સત કરી માનજો, લખ્યા લેખ ટળતાનથી.

દુહા—પુત્ર જાણે કોઈ રાજવી, રાય જાણે કુમાર; દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળી, ત્યાંથી ચાલ્યો અસ્વાર. ૧ નજર ભરી, ને નીહળીયું, અંધ થયો અશ્વને રાય; લખ્યા લેખ આવી મળ્યા, શાસ્ત્ર ખોટાં કેમ થાય. ૨ રાજાએ મન વીચારીયું, એ સુત મહારો જાણ; જોશીએ કહ્યું નિરચે થયું, મેં નિરચે કરેચું પ્રમાણ. ૩ શોકાતુર મનમાં થયા, તેને દુખ તણો નહીં પાર: જાવા મારગ સુજે નહી, વજીર આવ્યો તે ઠાર. ૪ પ્રધાન જે પોતાતણો, બુધબળ જેનું નામ; પુત્રને શોધવા નીસરયો, આવી પોહોચ્યો તે ઠામ. ૫ આવીને ઉભો રહ્યો, કરી દંડપ્રણામ; રાજા કાંઈ નથી દેખતો, વીચારયું તે ઠામ. ૬ રાજા કેમ નથી બોલતા, મેં તમને કરયા પ્રણામ; તમને અડસટે ઓળખ્યા, કયાંથી આવ્યા આ ઠામ. ૭ રાજા કહે શું બોલીએ, અંધ થયો હું જાણ; રાજપુત્ર દીઠો અહીં. તેહ પુત્ર નીરવાણ. ૮ છુટો કેમ મુકયો તમે, અહીં કેમ આવ્યા આપ; મારી શીખ માની નહીં, નડયાં કરમનાં પાપ. ૯ શોકાતુર સરવે થયા. સુણી આવાં વચન; પછે તેડી આવ્યા પુર વીખે, સેના સહીત રાજન. ૧૦ વારતા ચાલી પુરવીખે, પામ્યા સરવે દુખ; પાપી પુત્ર પેદા થયો. દીઠું તેનું મુખ. વાહે વાહે સઉકો કરે; વરણ અરાઢ લોક; નીદ્યા કરે સહુ પુત્રની, ધરેછે મનમાં શોક. ૧૨ રાજા ચાલી ઘેર આ- યા; તેને દુખ તણો નહી પાર; ભરી સભા બેઠા સહી, વરવ કરેચા જુહાર. ૧૩ જોશી પંડીત ને વેદીયા, વઈદને વીપ્ર અપાર, આશરવાદ દીધા સહી, મુખ બોલ્યો તે ઠાર. ૧૪ શા-

આ વચન સાચાં થયાં. અંધ થયો હું આંય; પાછાં નેત્ર આવે મુને; એવોછે ઉપાય. ૧૫ ત્યારે વીપ્ર સઉ બોલીયા, વઈદકશાસ્ત્રનું કામ; પુછો તેડી ધનવંતરી, તે પુરે મનહામ.

ચોપાઈ—વચન વીપ્રનાં મનમાં ધરી, વઈદ સભા રાજાએ કરી; મુલક મુલકના હકીમ જેહ, તેડાવ્યા સઘવાણી તેહ; ભરી સભા સહુ બેઠા સાથ, રાજા બોલ્યા જોડી હાથ; કયે પ્રકારેપામું આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરો સાખ; મારે ધનવંતરી સહુ તમો. નીશ્ચે કરીને બોલ્યા અમે; એમ કહીને નમાવ્યુ શીશ, ત્યારે વઈદ બોલ્યા દશ વીશ; અનેક ઉપાય કરશો રાય. તોયે આંખ સારી નવ થાય; લખીત વાત એ નીશ્ચે થઈ, દેખતો કરનારી છે તહી, ગુલબંકાવલી પુશપજ સાર, તે મળે તો થાય કરાર, સાત જનમનો અંધો હોય, અડકે ફુલકે નજરે જોય; તે મળે તો કામજ થાય, બાકી બીજો નથી ઉપાય; એવાં વઈદનાં સુણી વચન, હરખ્યું ઘણું રાજાનું મન. ખોળ કરાવી અપરેમ પાર, સોધવા મોકલ્યા ઠારો ઠાર. જે જે લાવે બંકાવલી ભાળ, તે નરને હું કરૂ નીહાલ; ધન ભંડાર ભરાવું વાસ, વજીર કરીને રાખુ પાસ. શસ્ત્ર માણસ થયાં તૈયારે, શોધવા નીકળ્યા ઠારો ઠારે પહાડ પરવત જોયા બહુ ઠામ, પણ ન મળે બંકાવળી નામ; પુરવ પશ્ચિમ ઉતર દક્ષણ સહી; કાંઈ જોવામાં બાકી નહી. નીરાશ થઈ પાછા આવીયા, કાંઈ ભાળતો નથી લાવીયા; લાચાર થઈ બેઠાસઉ સાથ, ત્યારે ઘસ્યા રાજાએ હાથ. અરે દઇવ્ય આતે શું થયું વઈદવચન તો મીથ્યા ગયું ક્યાં જાવું હવે શું કરૂં, દેહ ત્યાગ કરીને મરૂ; અંધ તણો ધીક અવતાર, લાચાર થઈ બોલ્યો તે ઠાર.

દોહરા—લાચાર થઈ વાણી કહી, ત્યારે ઉઠ્યા સુત ચાર; પાસે જઈ ઉભા રહ્યા, કરી તાતને જુવાર; ૧ આશીગણુ

થાશું અમો, બત્રીસ લક્ષણા તન; અંકાવળીને લાવીએ, મુખ બોલ્યા એમ વચન. ૧ ચતુરાઈએ સાધી લાવીશુ, ઓશીગણ થાશુ તાત; રજા આપો અમને તમો, બોલ્યા સભામાં વાત. ૩ રાજા કહે હું અંધ થયો, વળી તમો જાવછો તન; હવે ધીરજ કેમ ધરી શકુ, કેમ વાળીશ મુજ મન. ૪ થોડા દીવસમાં આવશું, નીશ્ચે કરીશું કામ; માટે રજા આપો તમે, આ વેળા આ ઠામ. ૫ નથી આશરો બીજા તણો, સરવે બીચારા રાંક, અમ વીના કામ થાય નહી, એ નીશ્ચે આડો આંક. ૬ સભા સરવે વાણી વદે, એ બત્રીસ લક્ષણા તન; લાવે તેમાં સંદેહ નહી; એમ બોલ્યા સરવે વચન; ૭ ધીરવીર મહા પ્રાક્રમી, બુધ શીરોમણ સાર; એ ચતુરાઇથી પેદા કરે, એતો ગુણભંડાર. ૮ તારે રાજાએ હીમત ધરી, બોલ્યો તેણે ઠામ; લ્યો ખજાનો અતી ઘણો, સીધ્ધ કરો એ કામ. હસ્તી પાંચ અપ્સરાવતી, પાંચસે અસવાર; ખજાનો આપો અતાઘણો, કહેતાં ન આવે પાર. ૧૦ શુભ મહુરત જોઇ નીસરયા, કુચ મુકામે જાય; એ વાત રહી એટલે, બીજી કહું મહીમાય. ૧૧

**ચોપાઈ**—તાંજામુખને ખબરજ થઈ, પીતા અંધ થયો મુજને જોઈ; તેની ચરચા મહારે જોવી સહી, એ વાતમાં સંદેહ નહી. મળ્યા જંગલમાં મુજને તાત, સાચી માની કુંવરે વાત; ધીકાર પડ્યો મહારો અવતાર, મુજ શીર બેઠી મોટી ગાળ. ધીકાર પડ્યું એ માહારૂ રૂપ, જઈને પડુ હું મોહોટે કુપ; શું મુખ લેઈને હું તે ફરૂ. માટે વીષ ખાઇને મરૂ. એ વીચાર કરૂ જેટલે, કાસદ એક આવ્યો તેટલે; તેણે મુખથી વાણી કહી, રાજાના કુંવર આવ્યાછે અહીં, અંકાવળી લેવા કારણે, ઘર તજી નીકળ્યા બારણે; તે મળે તો રૂડુ થાય, આંખે દેખે રૂડો રાય, એવાં વચન કાસદનાં સુ-

ણી, ખુશાલી વાધી મનમાં ઘણી; વીચાર કરેચો પોતાને મન, હું જઇ મળુ મુજ બાંધવજન; પુછી પાર હું તેનો લઉ,તે પ્રમાણે હું પણ જાઉ; તુરી ઉપર થયો અસવાર, મારેચો ઘોડો નવ લાગી વાર. મુકામ કરી રહ્યાતા જયાં. તાજલમુખ આવી પોહોચ્યો તહાં; ઘોડા મધે ઘોડો સહી, કોઇએ તેને ઓળખ્યો નહી. એક સઇયદ તેના લશ્કર મહી, તેણે પુછ્યું કુંવરને જઈ; કોણછો તમે બાળે વેશ, કેમ નીકળ્યાછો પરદેશ; તારે તે નર બોલ્યો બોલ, જાણે જીભ્યા અમરતની તોલ. પંથી મુસાફર છીએ અમો, પુછોછો તે સુણજો તમો; નથી બાઇબંધ સજનસાથ તમ શરણે આવ્યા ઝાલો હાથ; તારે બોલ્યા સઇયદ સાહી, ચિંતા ફીકર કરવી નહીં; સુખે રેહો અમારી પાસ, લશ્કર સાનીધ કરજો વાસ.

દુહા—એમ અરસ પરસ વાતો કરે, રહ્યા તેની સાથ; પ્રાત: કાળે ત્યાં થકી; સેના સંઘાથે જાય. ૧ ઘણા પંથ કાપ્યા સહી, એમ કરતાં આવ્યું એક ગામ; દેરા તંબુ તાણીયા, કીધા સરવે મુકામ. તે નગર તણી શોભા ઘણી, કહેતાં કહી નવ જાય. નવ નવા મેહેલ શોભી રહ્યા, દીસે ઘણી શોભાય. ૩ રાજા તાંનો સતવાદીઓ, પ્રજા તણો પ્રતીપાળ, દુખ નહી તે દેશમાં, શોભા અપરમપાર. ૪ તારીફ સુણી એવી શેહેરની, હરખ્યા સઉ તે ઠામ; ચાર ભાઈ તે ચતુર નર, જોવા ગયા તે ગામ. ૫ દરવાજા પોળને બારીઓ, ગલી કુંઓને બજાર; જળહળ જોત ઝળકી રેહી, શોભા ઠારોઠાર. ૬ જોતા જોતા આવીઆ, જ્યાં છે ભરેચા બજાર; ત્યાં એક મેહેલ દીઠો સહી, તેના શોભાનો નહી પાર. ૭ છજા ઝરૂખાં રાવટી, સહુ મેના કારી કામ; ચક નાંખ્યો છે જરી તણો, જાણે ઇંદ્ર પુરીનું ધામ. ૮ ઢોલ દીઠો એક બારણે ત્યાંહાં છે સુંદર કામ; ત્યાં સુંદર નાર એક અગનતી, શ્રુ-

આ બહુ અવાસ; ચારે ભાઈ મહા ચતુરછે, પુછે તેડીને પાસ. ૯ આ મેલછે કોણ તણો, કોણછે એની જાત; આ ઢોલ મુક્યો શા કારણે, એ સંદેહ સરખી વાત, ૧૦

ચોપાઈ—એ રીતે ચારે બોલ્યા વાત, ત્યારે જોડ્યા પેલે હાથ; એતો ગુણકા કેરૂં છે દ્વાર, રાજ દરબારથી શોભા સાર. દેવાંગનાછે સુંદર રૂપ, નાગ કન્યાથી શોભા અનુપ; પદમણી હંસની ચંતની નાર, તેતે ગણતી નથી લગાર. જાણે જલક જળહળ જોત, ઉદોકાર શોભે ઉદ્યોત; મોહની રૂપછે સુંદરી, પ્રથવી ઉપર એક અવતરી. લાખી ગુણકા એનુંનામ, ઘેહેલું કીધું સઘળુ ગામ; લાખરૂપઈઆ આપે જેહ, મુખ વીનતાનું નીરખે તેહ. પ્રથમ દ્રવ્યના ઢગલા કરે, પછે ડાંડિયા કરમાં ધરે; એક લાખનો એકજ નાદ, વીનતાને કાને પડે સાદ. સુણી સાદને દેછે માન, દાશી સાથે મોકલેછે પાન; તેડી જાયછે મેહેલની મહીં, જે કેહેશે તે કરશે તહીં. દ્રવ્ય હોય તો નાદજ કરો, નહિતો મારગ માંહી પરવરો; એવાં દાસીનાં સુણી વચન, વિચાર કરેવા લાગ્યા મન. એટલો તોલ રાખે સુંદરી, જોવી એને નજરે ભરી; લાખરૂપઈયાનો એક ઢોલ, તે પ્રમાણે જોવું તોલ. પાસે દ્રવ્ય તેને શીવાર, ચારઢગલા કરચા તે ઠાર; પછે ડાંડિયા લીધા હાથ, અવાજ કરચા ચારે જણે સાથ. લશ્કર પડ્યું પાદરે સહી, ચારે આવ્યા ગુણકાને તહીં; તાજલમુખ રહ્યા લશકરની પાસ, ચાર આવ્યા ગુણકાને અવાસ.

દોહરા—કીધા નાદ ચારે જણે, થયું વીનતાને જાણ; પ્રસન થઈ ઘણું કામની, બોલી મુખે વાણ. ૧ કો નર આવી પહોતા સહી, દાશી દો જઈ માન; તેડી લાવો મુજ આગળે, આપો ફોફળ પાન. ૨ એવાં વચન દાસી સુણી, ઉતરચા તેનીવાર; સોળ સજ્યાછે શોભતા, તેની શોભાનો નહિ

પાર. ૩ જુહાર કરેચા નીચી વળી, બોલી મુખથી વાણ;ભલે પધારેચા રાજવી, છોજી ચતુર સુજાણ. ૪ શેઠાણી મારો તેડ સહી, તેણે મોકલ્યાં બીડાં પાન; ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું માન. ૫ તેડી ગઈ તે તારૂણી, ચારે ચતુર સુજાણ; બેઠક મધ્યે લાવી સહી, ત્યાં શોભે ઉદીઓ ભાણ.૬ પાટ પરવાળીતણા, જડીત હીંડોળા ખાટ; એ વિશ્વ કરમાએ રચના રચી, ઘણી શોભાછે ઘાટ. ૭ એક વીનતા બેઠી દીઠી તહીં, તેની શોભાનો નહિ પાર; જેવી કાંને સુણી હતી, તેવી સુંદર નાર. ૮ મરઘા નેણી કટી કેશરી, શોભે શુકલ અવતાર; જાણે વીજળી ઝબકી રહી, વદન કમળ આકાર.૯ ઘણીચપળતા નારની, બુધતણી ભંડાર; સોળવરસની સુંદરી, દેખેછે ચતુરનર ચાર.૧૦ વીનતા ઉઠી ઉભીથઈ,બોલી હાશ વચન; ભલે આવ્યા પ્રથવીપતી, ઘણું રીઝયું મારૂ મન.૧૧

ચોપાઇ—વીનતા ઉઠી ઉભી થઈ, જોતાં ચારની શુધ નવ રહી; આપી ખુરશી દીધાં માન, તે વીનતાએ આપ્યાં પાન. કંઠે નેત્ર ચપળતા કરી, ચીત ચારેનાં લીધાં હરી; ચારે ચતુરાઈ ભુલી ગયા,જોઈ વીનતાને વ્યાકુળ થયા. વીનતા બોલી મધુરી વાણ,ભલે પધારેચા ચતુર સુજાણ; કાંઈ આગ્ના હમને દીજીયે, તમે કહો તે અમો કીજીએ. એવાં વચન વીનતાનાં સુણી, ચારે જણે વાણી જાણી; લાખ રૂપઇયા લ્યોછો તમો, તે કારણ પુછીએ અમો.તારે વીનતા બોલીવાણ,સુણજો ચારે ચતુરસુજાણ; મહારે રમત રમવાના કોડ, પરણુ પેહેલી નરેશુ હોડ. ચોસર તણી રમતછે જેહ, રમત રમવા આણી નેહ; જો હારૂતો સરવે દઉ, દાસ થઈ તેની પાસે રહું. જો નર હારે આ ઠાર, તો તો કાઢી મુકુ બહાર; હારેતો દ્રવ્ય મુકીને જાય, જીતે તો મુજ સ્વામી થાય. બતરીસ લક્ષણ તેનું છે કામ, મુરખ શું સમજે આ ઠામ; એવાં વચન વીનતાનાં

સુણી, વીમાશણ થઇ ચારેને ઘણી. ગમે તેવી પણ આ-
ખર નાર, એને જીતતાં કેટલી વાર; વારાફરતી રમશે સહી,
જે જીતશે તે વરશે લઈ. એવા મનમાં કરચો વીચાર,
માંડી બાજી નવ લાગી વાર.

દોહરા—માંડયા પાટ કંચન તણા, ચતુરંગી સોગટી સાર;
વીનતાએ ત્યાં મુકીયાં, આવીને બેઠો નાર.૧ બીલાડીને શીર
દીપક ધરચો, પછે બોલી મુખથી વાણ; હવે વારાફરતી રમો
સહી, તમોછો ચતુર સુજાણ.૨ જીતે તેની હું તારુણી, હારે
તેના લેઉ દામ; એમ કહી બેઠી સહી, વીનતા તેણે ઠામ.૩
એવાં વચન વીનતાનાં સુણી, રીસ ચડી અપાર; તે મધ્યેથી
ઉઠીઓ, બેઠો સનમુખ નાર. ૪ ઘણે ઠેકાણે ફરચા તમો, તે
આજ મુકશો મામ; એમ કહી પાસા ગ્રહ્યા, નાંખ્યા તેને
ઠામ.૫ સાચવે નજર એક એકની, નાંખ્યા જોઇનેદાવ; ચા-
તુરી ચલાવે ચોગણી, રાખી મનમાં ભાવ.૬ ગમે તેવી કરે
ચાતુરી, પણ પડે છે અવળા દાવ; વીનતાની જીત બાજી
થઇ, તેને હઇડે હરખ ન માય. ૭ એક હાથ બાકી રહ્યો,
જો પડે પાસા પોબાર;તોતો જીતે તારુણી,હારે રાજકુમાર.૮

ચોપાઈ—પડ્યા પોબારને જીતી નાર, રાજકુંવર હારચો તે
ઠાર; ઉતરી ગયું પછે મુખનું નીર, આઘા જઇને બેસા વીર.
બીજો બાંધવ ઉઠચો સહી, વીનતા સનમુખ બેઠો જઇ;તેણે
પાસા લીધા હાથ, રમવા લાગ્યો વીનતા સાથ. તે પણ
હારચો જોતાં સહી, તેની હુંશ પણ પોતી તહી; ત્યારે ત્રીજો
બોલ્યો વાણ, ઉઠી બેઠો ચતુરસુજાણ. મુજને કોઈ જીતી
ન જાય, નથી સુંડ ખાધી કોની માય; એમ કહીને પાસા
લીધ, રમત હતા તે જારી કીધ. ઘણી ચાતુરી કીધી સાર,
તે પણ હારચો ન લાગી વાર; ચોથાએ ચતુરાઈ બહુ કરી,
તેપણ જીતી લીધો સુંદરી. ચારેનરનાં ઉતરચાં માન, હળવા

પડ્યા જેમ પીપળ પાન; રાંડના જીત્યા જાંશુ ફોક, હસશે પુરના સઘળા લોક. એવો મનમાં કરચો વીચાર, ફરી રમવા માંડ્યું તે ઠાર; ચ્યાર લાખની પાડી હોડ, સોળ લાખ ભરાયા તે ઠોર. સોળ ચ્યારને લાવે સહી, નહિતો સોળની આશા નહિ; એમ વીચારી પોતાને મન, રમવાને બેઠા તે દન. વારાફરતી હારચા ચ્યાર, જીતી ગુણકા નવ લાગી વાર; હારચા જુવારી બમણું રમે, બુધી ભ્રષ્ટ થઈ તે સમે; વળી મનમાં કરચો વીચાર, વીનતા પ્રતે બોલ્યા ચ્યાર. હાથી ઘોડા ધનને માલ, લખી આપ્યું તેણે તતકાળ; હારીયે તો સરવે દીજીએ, જીતીએતો તારૂણી લીજીએ. એમ કહી રમ્યા તે ઠારે, તે પણ જીતી લીધું નાર; કાંઈ હોડ કાઢો આ ઠારે, નહિતો નીકળો મેહેલની બાહાર. સુણી વચનને લાગ્યું દુખ, બોલ્યા ચ્યાર જણ તે મુખ; ચોથી રમત રમીએ અમો, કરીએ હોડ તે સુણજો તમો. જો હારીએતો થઇએ ગુલામ, નહિતો તને કરીએ એ ઠામ; એમ કહીને રમીયા તહી, વીનતા તે પણ જીતી ગઈ. ઝાંખા થઇને બેઠા તહી, પછી વીનતાએ વાણી કહી.

દોહરા—હારયા ચ્યારે ચતુર નર, હાથી ઘોડા ધનને માલ; ગુલામ ખત લખી આપીયું, પછે કેદ કરચા તે ઠામ. ગઈ વાત તે ગાંદરે, લશકર પડ્યું તે હાર; હારચા ચ્યારે રાજવી, જીતી ગુણકા નાર. ૨ ગુલામ થઈ તેતો રહ્યા, નવ પોતી મનની આશ; એકે અરથ સરયો નહિ, છેક થયા નીરાશ. ૩ એવી વાત સરવે સુણી, પામ્યા મનમાં દુખ; નાઠું લશકર ત્યાં થકી, ઉતરચાં સરવનાં મુખ. ૪ તાજલ મુખ રહ્યો એકલો, બાકીએ તજીયું ઠામ; દુખ ધરી મનમાં રહ્યો, શું કરવું હવે કામ. ૫ નામ બોળયું ચ્યારે બાંધવે, લગાડી કુળને લાજ; ગુલબંકાવળી લાવતાં, કરે ગુલામી કાજ. ૬ પરે-

ઈશ્વર પ્રતાપથી, જીતું ગુણકાની જાત; છોડાવું મુજ ભ્રાતને, પછી લખીત પદારથ વાત. ૭ કરતા હરતા કીરતાર તું, મુજથી કાંઈ નવ થાય; એમ વીચારી મન વિશે, આવો નગરી માંહ. ૮ ફરી ચકટાને ચાવડી, જોયા ચોક બજાર; ફરતો ફરતો આવિયો, એક અમીરને દ્વાર. ૯ મોટો મેહેલ નવ ટુંકીનો, દુવારે બેઠા દરવાન; દીઠો તેને રાજવી, દીધાં ઝાઝાં માન. ૧૦ કોણ દેશથી આવીયા, શુંછે તમારૂ નામ; બત્રિસ લક્ષણા દીસો તમો, શું ધારોછો કામ. ૧૧ ત્યારે રાજ કુંવર મુખ બોલીઆ, અમો મુસાફર જાત; આ મેહેલછે ભાઈ કોણ તણા, એટલી પુછુંછું વાત. ૧૨ ત્યારે દરવાને વાણી વદી, એ અમીર તણુંછે ધામ; બુધી ઘણી બહુ ચાતુરી, ઘેર ઘણાછે દામ. ૧૩ ત્યારે રાજકુવર મુખ બોલિયો, એક કરો મુજ કામ; અમીરને જઈને કહો, એક મુસાફર આવ્યો મુકામ. ૧૪ ઉમેદવાર મળવા તણો, ઘણી ઇચ્છા મનમાંય; હુકમ કરોતો આવીએ, એમ કહો જઈને ત્યાંય. ૧૫

**ચોપાઇ**—હેવાં વચન દરવાને સુણી, ગયો ત્યાં અમીરના ભણી; સનમુખ રહીને કરી સલામ, પછી અરજ કરી તે ઠામ. મુસાફર એક આવ્યો દ્વાર, તેમાં રૂપછે અપરમપાર; બત્રીસ લક્ષણોછે જાત, તેણે એક કહાવીછે વાત. અમીર સાથે મળવુંછે સહી, એવી તેણે વાણી કહી; એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તે અમીરનું મન. તેડી લાવો મારી પાસ, મોકલ્યો તેડવા તરત દાસ; આવ્યો શેવક તેણીવાર, કરજોડીને કર્યા જુહાર. અમીર અમારા તેડે ત્યાંય, બેઠા રંગ મેડોને માંહ; માટે ચાલો હમારી સાથ, એમ કહીને જોડ્યા હાથ. સભા કરી બેઠાછે જ્યાંય, રાજકુંવર જઈ પહોંચ્યો તાંહ; રાજ રીતથી કર્યા જુહાર, અમીર રીઝ્યો અપરંપાર. મુખ શોભે જાણે ઉગ્યો સુર, હેવુ રાજકુંવરનું નુર; ઘણી

શોભાને રૂપ વિશાળ, તે જોઇને અમીરને ઉપન્યું વહાલ. પાસે બેસાડી દીધુ માન. મુક્યાં આગળ ફોફળ પાન; ક્યાંથી આવ્યા ને ક્યાં રેહો, કામકાજ અમ સરખુ કહો. બાળપણામાં જોબન વેશ, કેમ નીકળી આવ્યા પરદેશ; રાજકુંવર મુખે બોલ્યો બોલ, જાણે ઉભ્યા અમરીત તોલ. પુર્વ દેશ વસુધું અમો, પુછોછો તો સુણજો તમો; જાણે ક્ષત્રી કેરા તન, નથી માતપિતાને સજ્જન. ઉંચુ આભ નીચી ધરતી સહી, એ વિના બીજુ કોઈ નહી; ઉમેદવાર ચાકરીનો જાણ, જ્યાં અંજળ ત્યાં રેહેશું નીર્વાણ. જે ફરમાવો તે કરવું કામ, બત્રીસ લક્ષણ મારૂં નામ; એવાં વચન અમીરે સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી. મુજ પાસે તમે સુખે રેહો, મન ગમે તે મુસારો લહો;ખાવપીઓ ને મોજો કરો,શહેરબજારમાં સુખે ફરો. એમ કહીને રાખ્યો પાસ, પોતી મનડા કેરી આશ.

દોહરા—એકાંત જગા આપી સહી, ત્યાં ઉતર્યા રાજકુમાર; ભોજન કરે મન ભાવતાં, જઇ બેસે દરબાર. હાસ વીનોદને ચાતુરી, કરે રાગને રંગ; ચતુરાઇ ચલાવે ચોગણી, જઈ અમીરની સંગ. ૨ સેતરંજ ગંજીફા સોગટાં, રમે અમીરની પાસ; એક ઘડી વેગો મુકે નહી, તેને મન હુલાશ. ૩ પાછલો દિવસ ઘડી રેહે, તે વખત નીસરે બાહાર; બજારમાં ફરી ફરી. ઘેર આવે રાજકુમાર. ૪ એમ કરતાં દીન વીત્યા બહુ, પછી કર્યો મન વીચાર; આમ બેઠાં રેહે સીધી નહી, અમીરના ઘરમોઝાર. ૫ એક સમે બોલ્યો સહી, અમીર પ્રતે તે વાત; સોદાગર એક મીત્રથી, પ્રીત ઘણી મુજ ભ્રાત. ૬ બમે ઘડી જાવા તણી, મહારા મનમાં હામ; હુકમ હોવ જો તમતણો, તો જાઉ તે મુકામ. ૭ અમીર કહે સુખે પરવરો, એ વાતે મુજ મન; ઝાઝાવાર કરશો નહી, એમ બોલ્યા મુખ વચન. ૮ વારૂ કહીને નીસર્યા ફરે તેન-

ગરમાંહ્ય; ચોસર રમેછે ચતુર નર, જઈને તેને ત્યાંય. ૯ માન દીધું સર્વે મળી, પુછેછે સમાચાર; ઘટે તેવો ઉતર કહ્યો, સઉ હરખ્યા અપરમપાર. ૧૦ ચાર ઘડી બેઠો સહી, જોયો સઘળો ખ્યાલ; જુહાર કીધો સર્વેને, ઉઠ્યો પોતે તતકાળ. ૧૧ ચતુર નર બોલ્યો સહી, આવજો નીત આ ઠામ; આ મુકામછે તમતણો, એમ કહીને કરી સલામ. ૧૨ પાછો આવ્યો મુકામ તે, કર્યાં ભાવતાં ભોજન; પછી અમીરને રીજવ્યો, એટલે આથમ્યા દન. ૧૩ રજની વિતી રંગમાં, ઉદે થયો સવાર; ત્રણ પોહોર કરી ચાકરી, ગયો મીત્રને દ્વાર. ૧૪ ચોસરના બાજી રમે, ભલા ખેલાડી સાથ; માગ્યા દાવ લાવે સહી, એવા એના હાથ. ૧૫

ચોપાઈ—ભલા ભલા નર આવે તહીં, કોઈ તેને જીતી જાય નહીં; મુકાવે સઉના હંકાર, એવો ખેલાડી અપરમપાર. ઘણા દીવસ મરત રમીઓ સહી, સાબુત રમત કીધી તહીં; પછી વીચાર્યું મનમોઝાર, હવે જાઉ ગુણકાને દ્વાર. તેના ઘરની ચરચા જોઉં, મારા મનનો સંદેહ ખોઉં; કોણ પ્રકારે જીતે નાર, તેનો પુછી કહાડું પાર. ભેદ પરપંચ કરશું આજ, તોતો સરસે મારૂં કાજ; નહીં તો કામ થવાનું નથી, હીમત મુકે શું થાય કથી. એવું વિચારી મનની માંહ, ગુણકાના ઘર આગળ જાય; નીકળી ઘરમાંથી એક નાર, ઘણી વૃદ્ધછે અપરમપાર. જોઓકા કરમાં ઝાલી ખરી, મદમાતી ચાલે સુંદરી; એક ચતુર નર ઉભોછે બહાર, તેને પુછી જોયું તે ઠાર. આ વૃદ્ધ ડોશીના કાય, નથી ચાલતા એના પાય; સજન સહોદર છેકે નહી, વૃદ્ધપણે દુખ પામે સહી. એવાં કુવરનાં સુણી વચન, હરખીને બોલ્યા તે મન; આ લાખી ગુણકાનો ધામ, એના ઘરમાં ઘણાછે દામ. તે આ ડોશીને છે હાથ, એમને પુછી કરેછે વાત; સહુ મુસાફરને લાવે

અહીં, રંડાને દયા નવ આવે મનમાંહી. તેવાં ફળ ભોગવે છે કાય, તમો શું જાણો વારતા રાય; તમો જાતે મુસાફર સહી, આજ છોને કાલે નહી. એમ કહીને હસ્યો તે ઠાર, મનમાં હરખ્યો રાજકુમાર; સલામ કરી ત્યાંથી પળ્યો, આગળ જઈ ડોશીને મળ્યો. જઈને ચર્ણે નામ્યુ શીશ, દંડવત કર્યા દસ વીસ; પછે તલસવા માંડ્યા પાય, રૂદન કરેછે બાડે રાય. ડોશી અચરજ થઈને રહી, મુખથી તેને વાણી કહી; કોણ છેરે ભાઈ તું તો દીન, શાકારણ તું કરે રૂદન. સુરાપાન કર્યું છે કાંય, તેથી રૂદન કરૂંછું માય; મારા ચરણ તળાંસે આજ, પુત્ર સરજ્યો તારા કાજ. કોણ જાતી ને શું છે નામ, ક્યાંથી આવ્યા આણે ઠામ; એવી વાત પોતે ચીત ધરી, ડોશી પ્રતે વાતજ કરી. ડોશી સુણીને હરખી મન, સાથે લેઈને ચાલી તન; માથે તેણે ફેરવ્યો હાથ, સુખે રેહો તન મારી સાથ. ખાનપાન કરાવ્યાં સહી, પછી તેને વાણી કહી; અમો જાશું માતાજી આજ, પરાધીન ચાકરીને કાજ. પુત્ર જવા થયો તૈયાર, બોલી ડોશી તેણીવાર; જાવ પુત્ર વળી આવજો કાલ, એમ કહી વળાવ્યા બાળ. ત્યાંથી આવ્યો અમારને ઘેર, તે વાતની કોઈ નવ જાણે પેર; અમીરનું કરેછે કામ, મીત્ર સાથે રમે તે ઠામ. વળી ડોશી પાસે બેસે જઈ, મધુ-રીવાણી બોલે સહી; માતાજી ફરમાવો કામ, હુંછું પુત્ર ત-મારો જાણ. મુજને આશરો તમારો સહી, મારે માથે બીજુ કોઈ નહીં; ઘણાં બોલે મધુરાં વચન, તેમતેમ ડોશીનું હરખે મન. એક ઘડી જો મોડો જાય, ડોશી અન પાણી નવ ખાય; દેખે ત્યારે સુખી થાય, એવી વશ કરી તે રાય. એક સમે ડોશીની પાસ, આગળ મુકી મેહોર પચાસ; મહીનો અ-મારે આપ્યા તેહ, તમ આગળ લાવ્યોછું એહ. ખર્ચ પા-ણીને જોઇએ સહી, તે માટે હું લાવ્યો અહીં; એમ કહીને

આપી હાથ, ડોશી બોલી કુંવરની સાથ. કેટલા કાળ જીવીશું હામ, મારે દ્રવ્યનું શુંછે કામ; મારી પાસ ઘણોછે દામ, જોઈએ તે લેજો આ ઠામ. કુંવર કહે મારે માથે તમો, જે જોઈએ તે લેશું અમો; પુત્ર જે લેઈ આવે ધન, માતા સાચવે કરી જતન. પુત્ર કહે માતાજી રાખો તમો, તમ આશરે જીવુંછું અમો; એવી વાણી મધુરી ભણી, તેમતેમ ડોશી હરખે ઘણી. જોગીને વશમાં સહુ જેમ, રાજાને વશ ડોશી તેમ; જેમ સર્પને વશ કરે ગારૂડી, તેમ કુંવરે ડોશી વશ કરી. અંધ જેમ પામે લોચન, તેમ પુત્ર જોઈ ડોશીનું હરખે મન; ઘણા દીવસ ગયાછે વહી, ત્યારે રાજકુંવરે વાણી કહી. પુરૂષ ચરીત્ર કર્યું તેવાર, વીસ્તારી કહું આકાર, શ્રોતા જન સાંભળજો સહી, કવીએ એવી વાણી કહી.

દોહરા—એક સમે ત્યાં બેઉ જણાં, એકલાં વન મોઝાર; ત્યાં એક કુપ દીઠો સહી, તેમાં જળ તણો નહિ પાર. આ જળ મધ્યે હું પડું, તું જોજે મહારી માત; પાછા પગ અહીં નહિ ધરૂં, તું નિશ્ચે જાણજે વાત. ડોશી ઘણું મન કલકલી, બાઇ એ શું બોલ્યો બોલ; પુત્ર કહે કરતક કરેચાં, ખરી વાત તું બોલ. ત્યારે ડોશી મન રીઝી ઘણું, આનંદ ફેલો અંગ; કરવા લાગી વારતા, તે ચતુરનરને સંગ. પુત્ર તું જે માગે સહી, તે આપુ તને દામ; તું પડશે ત્યારે હું પડીશ, શું સરશે એમાં કામ. પુત્ર કહે માતા સુણો, તમો આપો ધન અપાર; એક વાતનો સંદેહ મુને, તે જાણજો આ વાર. તમ વીના ભાગનાર નહિ, મારા મનની ભ્રાંત; ત્રીજુ માણસ સાથે નથી, બેઠાં છઈએ એકાંત. ડોશી કહે સુણ દીકરા, શું સંદેહ તુજ મન; તે ભાગુ આણી ઘડી, વળી લ્યો ઝાઝુ ધન. એમ કહી વચનજ આપીયું, સંઘે ભાગુ આ ઠામ; રાખી પ્રાત કરૂ અમો, તો સાક્ષી શ્રીરામ. ત્યારે તે નરે બોલીયો,

સાંભળ મારી વાત; લાખા જીતે સરવને, તે ભાગો મનની ભ્રાંત. ભલા ભલા નર હારીઆ, કોઇએ ના જીતી નાર; કોઇ જીતી શકતું નથી, તે સંધે મને અપાર. કરોડપતી કીંકર કરેચા, રાખે ઘણાએક તોર; કોણ ઇષ્ટની ઉપાશના, કોણ તરૂણી શીર જોર. નથી દ્રવ્ય મારી કને, મને નથી રમવાનું મન; એહેજ વાત પુસ્તું અમો, એમ બોલ્યો મુખથી વચન.

ચોપાઇ---ત્યારે ડોશી બોલી બોલ, સાંભળ દીકરા એનું તોલ; એ વાત વીસ્તારૂ અમો, કોઈ આગળ નવ કહેશો તમો. કદાપી જશે ત્રીજે કાન, તે વાતે ઉતરશે માન; કેહેશે ઘર મારચું ઘરની થઈ, એટલી એખ મુજનેછે સહી. પુત્ર કહે પ્રતિજ્ઞા કરૂં, બ્રહ્મહત્યાદીક પાતીક ધરૂં; કહું કાંઠી કોઈ આગળ વાત, તો કોટી ગઉહત્યાદીક પાપ. એવી પ્રતીજ્ઞા કરી જ્યાં, ત્યારે ડોશી બોલી ત્યાં; લાખી પાસે કાંઈ વિદ્યા નથી, નથી ઇષ્ટ માથે સરવથી. પાસાછે વીનતાને હાથ, ભરેછે મોટા સાથે બાથ; બીજો એક કરેછે ઉપાય, તેથી નર સઉ હારી જાય. એક બીલાડી પાળીછે નાર, તેને કેળવી અપરમપાર; દીપક તેને માથે ધરે, પછી રમત તે જારી કરે. નવ હાલે ન ચાલે મંજાર, ઠરી ઠામ બેસેછે ઠાર; બીજા ઊંદર પાળેછે જાણ, ઘણા કેળવ્યાછે નીરવાણ. બીલાડી પાસ બેસે સહી, મુખ આગળ પણ ખાયે નહિ; ઊંદર બીલાડીનો ત્યાં મેળ, ગુણકા નરશું માંડે ખેલ; મનગમતા દાવ જોઇએ જેહ, બીલાડી સામુ જુવે તેહ. ગરદન ફેરવે તેનીવાર, દીપક ઝાંખો પડે તે ઠાર; ઊંદર પાસા ફેરવે સહી, તે પ્રકારે જીતે તહી. બીજી વિદ્યા કાંઈ પાસે નથી, સત કરી માનો સરવથી; રાજકુંવર ત્યારે રીઝયો મન, માતાજી એ સત વચન. સંદેહ મનનો ભાગ્યો સહી, ડોશીને પાએ લાગ્યો તહીં; ગયા ઘેર પોતાને તતકાળ, ડોશીને ઘણું ઉપન્યું વહાલ. આપી ઝવેર

હીરાની માળ, ત્યાંતો કુંવર થયો નહાલ; કરે ચતુરાઈ તણો વીચાર. લીધુ દ્રવ્યને નીકળ્યો બહાર.ભરીબજારે ચઈને જાય, દીઠો ૨ મારી ઉભો ત્યાંય; એક નોળીયાનું બચ્ચું સાર, વેચવા ઉભો ભરે બજાર.એથી જીતવાનો તે નાર, એવો મનમાં કર્યો વીચાર; માટે લઉ તેને હું અહીં, આપી મુલને લીધો સહી. બાંધ્યા મધ્યે ધાલ્યો તેણીવાર, તેને કેળવ્યો અપરમપાર.

દોહરા—સોગટી મારે હાથની, કે ચડપ નીકળે બહાર; મુષકને પકડે સહી, સાન કરતાંવાર. ૧ દગડી મારે હાથની, તારે જઈ કરે શીકાર; એ રીતે તેને કેળવ્યો, દીન થયા દસબાર. ૨ પછી સલામ જઈને કરી, અમીર કેરી પાસ; જમવાને મુજને તેડીયો, માટે રજા આપો ખાસ. ૩ મીત્ર હમારો એકછે, તે તણુંછે લગ્ન; બીજો સવાલછે મુજ તણો,તે કહું છું મુખ વચન. ૪ લગ્ને જાવુંછે માહરે, તેની ચંતા મુજને થાય; કીરપા કરો મુજ ઉપરે,તો મુજથી જવાય. ૫ એવાં વચન અમીરે શુણી, આપ્યાં વસ્ત્ર અપાર; આભુશણ ઘણાં શોભતાં, કેહેતાં ન આવે પાર. ૬ અમુલ્ય સીરપેચ આપીઓ, જેને જરીના તાર; શાલજોડો સવા લાખનો, રત્ન જડીત એક હાર. ૭ પગના તોડા સોના તણા, કોટમાં મોતીનો હાર; કડાં સાંકળાં વીંટીઓ, પેહેરચા એવા શણગાર. ૮ પ્રતીબીંબ બીજુ પ્રગટ્યું, જાણે જળહળ જોત; જાણે કામદેવ પ્રગટ થયો, અને શોભે ઉદ્યોત. ૯ અમીર જોઈને રીઝીઓ, આપ્યો એક તોખાર; અશ્વે બેશીને પરવરચો,મીત્ર તણે દરબાર. ૧૦ વચન અમીરનાં સુણી, કુવરે કરચો જુહાર; અશ્વ બેશીને પરવરચો, તે ગયો ગુણકાને દ્વાર. ૧૧

ચોપાઈ—સમી સંઝાએ ઉતરયો તે ઠાર, ગયોલા ખીના મહેલ મોઝાર; જાણે ઉગ્યો જેવો સુર, એવું નીરખ્યું નરનું નુર. દરવાન પણ બોલી નવ શક્યો, પોતે ચાલ્યો ઘરમાં ધસ્યો; જઈ મેડીએ ચડ્યો સહી, વીનતા બેઠી દીઠી તહીં.

વીનતા ઝાંખી જોતામાં થઈ, શુદ્ધ બુધ તેમાં નવ રેહી; દીઠું કામણગારૂ મુખ, ગુણકા જોતાં પામી સુખ. જાણે ઇંદ્રતણો અવતાર, ઘણું રૂપને શોભા સાર; નથી માનવી સાથે કોઈ, કારણ રૂપ દીસેછે જોઈ. આપી આસન ઉભી નાર, હશી બોલી વચન તે ઠાર; કોણ દેશ તણાછે ભુપ, રાજ તેજ રઢીઆળુ રૂપ. કેમ આવ્યા તમો મારે ધામ, શું ધારચુંછે મનમાં કામ; હુકમ તમારો માથે લીજીએ, જે કોહોતે હાજર કીજીએ. ત્યારે કુંવર બોલ્યો વાણ, સાંભળ વીનતા ચતુર સુજાણ; અમો મુસાફર આવ્યા આ ગામ, અમીરના ઘરમાં કરયો મુકામ. ખુબી તમારી સુણી અપાર, ઘણી સુધ ડહેછે લાખી નાર; રમત રમી જાણેછે બહુ, જે જાય તે હારે સહુ. સુણી વાતને હરખ્યુ ચીત, રમવાને જાવું ખચીત; પરદેશી મુસાફર આવ્યા ઘેર, કરી સજાઈ રૂડી પેર. એવાં મધુરાં સુણી વચન, ખાન પાન મુક્યાં તે દન; ભક્ષ ભોજન કરાવ્યું સાર, પછી બોલી મુખથી નાર. મેંતો નીયમ લીધો એક જાણ, તે વાતનું કહું મંડાણ; રમવાનો રાખે અભીલાખ, તે લાવે રૂપીયા લાખ. પ્રથમ તે નરે ઢગલો કરે, પછે તે મેડી ઉપર ચડે; હારૂં તો દાશી થઈ રહું, જીતું તો લાખરૂપીયા લઉં. એવો નીયમ છે મારો સહી, તમો કહોતો રમીએ અહીં; વચન મારૂં મીથ્યા નહિ થાય, તે વાતે ઘટે મહીમાય. જીત્યાનો વાજેછે ઢોલ, એવા વીનતા બોલી બોલ; લાખરૂપીયા આગળ ધરે, તે નર રમત જારે કરે.

**દોહરા**—એવાં વચન વીનતાનાં સુણી, બોલ્યો રાજ કુમાર; હંકાર રાખે અતીઘણો, તને કોણ વરસે આ ઠાર.૧ ઘણા સાથે જીતી સહી, તોએ ના સરીયુ કાજ; પરમેશ્વરના પ્રતાપથી, જીતું તુજને આજ.૨ ઘણા નર તેં જીતીયા, કઠણછે આજનું કામ; ચતુરાઈ કરજે ચોગણી, જેમ પોચે મન હામ.૩ મુદ્રીકા આપી કરતણી, સવાલાખનું માંહી નંગ;

વીનતાની આગળ ધરી, આણંદ આણી અંગ. ૪ જોઈ વીંટી અમુલ્યની, હરખી મનમાં તે ઠાર; માંડી બાજી તેણે સમે, રાજકુંવરને નાર. ૫ બીલાડી માથે દીપક ધરચો, ત્યારે ચમક્યો પોતે મન; નીશાની સાચી મળી, ડોશીનાં સત વચન. ૬ મુખકને દીઠો સહી, થયો તદા અજાણ; રમત તે જારી કરી, લીધા પાસા પાણ. ૭ જાણી જોઈને હારીયાં, દેઈ અવળા દાવ; ઓઠે રહી પોતા તણા, જીતી ત્યાં ગુણકાજ. ૮ પોબારમાં આવી રહી, બાજી ત્યાં તેણીવાર; આવે પોબાર વીનતા તણા, હારે રાજ કુમાર. ૯ એવું મન વીચારીયું, બીલાડી સામુ તે ઠામ; તારે મુસ્તક તેણે ફેરવ્યું, વીનતાને પોચી હામ. ૧૦ દીપક જોતામાં ઝાંખો થયો, નાંખ્યા પાસા તે નાર; ઉંદરે પાસા ફેરવ્યા, પોબાર કરચા તે વાર. ૧૧ જીત્યાનો જશ વાધીયો, હારચા તમે ચતુર સુજાણ; ચતુરાઈ ચોગણી દાખવી, એમ બોલી વીનતા વાણ. ૧૨

ચોપાઇ—એવાં વીનતાનાં સુણી વચન, બીજી રમત માંડી રાજન; હાર જીતમાં મુક્યો હાર, રમવા લાગ્યાં નરને નાર. ધીરવીર બેઠો તે ઠામ, નાંખે પાસા મુખ લઈ નામ; બત્રીસ લક્ષણ જે નર કહેવાય, કોઈનો ગાંજ્યો તે નવ જાય. ભલાભલા નર મુકે માન, કોણ માત્ર એ વીનતા નામ; એક હાથ ખાલી નવ જાય, જેવા માગે તેવા પડે દાવ. ઘણી ચતુરાઇ વીનતા કરે, પણ એકે અર્થ નાસરે; વીનતા પામવા લાગી હાર, દીપક સામું જોયું તે ઠાર. કુંવરે પાસા નાંખ્યા જેટલે, મંજારીએ શીશ ફેરવ્યું તેટલે; ચડપ ઉંદર નીસર્યો સહી, પાસો અવળો કીધો લઈ. કુંવરે સોગટી મારી તે વાર, નીકાળ્યો કરથી નોળીઓ બહાર; ઉંદર તણી ઝાલી કોટ, નાઠી બીલાડી મહેલી દોટ. સાતમે ઘેર જઈને ઠરી, રમત ભંગ તેવેળા કરી; રાજકુંવરને ચઢીઓ રીસ, ક્રોધ કરી બોલ્યો તે દીશ. તારી અક્કલ ઉપર ઉઠી વાટ, કંચન તણા

તેં મુક્યા પાટ; તારી બુદ્ધી પગની પાનીએ વશી, રાંડ જાતને
અક્કલ કશી. ઘરમાં દીવી સરખી નથી, બીલાડી શીર દીપક
સવથી; મુકો હીરા ઝવેર કે લાલ, થાય અજવાળુ ઝાકઝમાલ.
નીકર આવો મારી પાસ, આજ કરવાનો તુજને દાસ;
જાણીજોઇને હાર્યો તુજ સાથ, હવે તો ઘસવા પડશે હાથ.
એમ કહી કાઢી એક મણી, જાણે શોભા પ્રતીબીંબ તણી;
ભાગ્યું વીનતા કેરૂં જોર, પડી ખીસીઆણી તેને ઠોર. હૈડે
દુખ ને મોઢે હશી, એ વાતમાં ચીંતા કશી; હવડાં હોડ
હારીને જશો, જશે માલને દુખીયા થશો. મુજ આગળ
કંઇક હારી ગયા, તે નરના ઠેકાણાં ન થયાં; એવી ગતી
તમારી સહી, શો ઉદ્યમ હવે કરવો અહીં. મે ભલા ભલા
દીઠા રાજન, તે સૌ હારી ગયા માજન; કોઇની ગાંજી હું
નવ ગઇ, અથાગ નર આવ્યા અહીં. તમે ભાગ્યો મારો
હંકાર, સીતેર લાખ જીત્યા આ ઠાર; માટે આજ રમવાનાં
કોડ, પાડવી આજ તમશુ હોડ. સીતેર લાખ જીતું તો લઉ;
હારતો ઇસકામત દેઉ, એમ કહીને બાજી ધરી, રમત હ-
તી તે જારી કરી. ઘણી ચતુરાઇ કરેતે નાર, જીત્યા બાજી
રાજકુમાર, ઉતરી ગયું વીનતાનું મુખ, ઘણું તે મનમાં પા-
મી દુખ. ચંદ્ર આભમાં પેસે જેમ, વીનતાનું વદન થયું છે
તેમ. નીચુ જોઇને વીનતા રહી, ત્યારે કુંવરે વાણી કહી.વ-
ળી કાંઇ હોય મનમાં કોડ, તોતો પાડો બીજી હોડ; હારયો
જુગારી બમણુ રમે, લાખા મુખ બોલી તે સમે. ધન મા-
લ મુજ પાસે નથી; એક વાત રમુ સરવથી, અમીર ઉમ-
રાવ રાજા તન, ગુલામ કરી રાખ્યા બાવન; તેની હોડ મારૂ
અમો; જીતોતો લઇ જાવ તમો, રાજકુંવર હરખ્યો તે ઠાર,
માંડી બાજી નવ લાગી વાર; પરમારથનું કરવું પુન,છોડા-
વું રાજકુંવરના તન. પ્રભુ લાજ રાખજો માહરી; એમ કહી
ને રમત જારી કરી; તે બાજી જીત્યો જાણ; વળીતે બોલ્યો

મુખથી વાણ; બીજુ હોયતો ફરમાવો કાજ; લેશ માત્ર ન ધરશો લાજ. નીચું જોઈ વીનતા રહી. ગદ ગદ કંઠે વાણી કહી; સરવે વસ્તુ હારી આ ઠામ, નથી કાંઈ મીલકતનું નામ. નસીબો મુજ આગળ કરૂં, માહારી કાયા હું હોડમાં ધરૂં; જો જીતુંતો સરવે લઉ, હારૂં તો દાસી થઈ રહું;તે પણ કબુલ કરચું તે સાર. માંડી બાજી નવ લાગી વાર; રાજકુંવરે ભાગ્યશાળી સહી, તે પણ બાજી જીત્યો તહીં.

દોહરા—વાજાં વજડાવ્યાં જીતનાં, હારીગુણકા નાર; વાત ચાલી તે પુર વીષે, ગલી કુંચીને બજાર; વીનતા કર જોડી રહી, બોલી મુખથી વાણ, હુંતો દાશી તમ તણી, જે કહોતે કરૂં પ્રણામ. હું હારી જીત્યા તમો. આ લોની ગ્રથ ભંડાર; કુંચી સઉ આગળ ધરી, તે ધણા તે હાર. ૩ કોણ નગરછે તમતણું, કોણ તમારો તાત, રૂપે રવી સરીખડા, વળી કોણ તમારી માત. ૪ બ્રહ્મા વીષ્નું રૂદ્ર તમો, ધરયું માનવ રૂપ, હંકાર ભાગયા માહરો, પધારયા દેવ સરૂપ. ૫ સંવે ભાગો મન તણો, કરો તમારી દાસ; પતી વરતા હું પદમણી, શેવા કરૂં રહી પાસ. ૬ કોઈ નરનો કર અડકયો નથી; એ વાતે સુરજ સાખ; કોહોતો દેખાડું પારખું, એમ બોલી વીનતા લાખ. ૭ મે ધારચું તું મન વીશે, મુને જીતે તે ભરથાર; તે ઈછા મહારી પુરી થઈ, મુજ ભાગ્ય તણો નહી પાર.૮ ઈશ્વર આણ આ વાતમાં, જુઠું બોલું આ દીશ; કોટી બ્રમહત્યા મુજને, પ્રથવી પાય મુજ શીશ. ૯ સાચી વાત તમો કહો, પુરો મનના કોડ લાભેણો લાવો લીજીએ, આપણ જુગતે જોડ. ૧૦ રાખી વાત જો તમે કરો, તો મુજ હત્યા તમ શીશ; આશાભંગ મારી થશે, દુભાશે જુગદીશ. ૧૧

ચોપાઈ—એવાં વચન વીનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી; મહારી વીતગની કહુછું વાત, સાંભળજે તું ચીત સંસાત, જે પોતાને પડીયું દુખ, તે સરવે માંડી કહ્યું મુખ. તા-

હરે વીનતા વીલાસે મન. ઘણું દુઃખ ધરીને તન. ત્યારે રાજકુંવરે કહ્યું નાર, મારા મનના કહું વીચાર; એક મોટી મનમાં આશ, જવું ગુલબંકાવળીના પાસ. ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ; બંકાવળી નામે પરીછે સાર, તેની શોભાનો નહીં પાર. તેની વાડીમાં ફુલછે સહી, તેની શોભાનો પારજ નહીં; પ્રથવીમાં તે ફુલછે એક, ઘણી શોભા તેની છેક. શહસ્ત્ર પરી તેની રક્ષા કરે, રાત દીવશ તેની પાછળ ફરે; લક્ષ રાક્ષસ વળીછે રખવાળ, જે વીકરાળ સરીખા લાલ; ફરતો કોટછે તેને સહી તે મધે વાડીછે મહી; એક ઝાડને એકજ ફુલ. શોભા જોતાં દીનકર આતુલ. પૃથ્વીમાં ચોકી નાગ પ્રમાણ, ઉપરજક્ષણી શીરજાણ; ગગને ચોકી પરીતણી. તેની શોભા શી કહું ઘણી; ચંદ્ર સુરજ નવ દેખે મુખ, ગુલબંકાવળી નામેછે સુખ. વીકટ વાટછે તે સરવથી, કોઈ થકી જવાતું નથી; ઘણાં વીઘન રસ્તામાં થાય, કેઈ પેરે ત્યાં જાશો રાય, કોણ માત્ર માનવની કાય, દેવ દાનવથી નવ જવાય; માટે તજો જવાનું નામ, મહારા મનના પુરો હામ; એવી વીનતાની વાણી સુણી, રાજકુંવરે વાણી ભણી; જીવ ગએ ન મુકુ મામ, હુંતો જવાનો એણે ઠામ; કાળા માથાનો માનવી સહી, તેને કોઈ જીતી જાય નહીં. મુઠી જેટલાં મનનાં હાડ, ઢોળી પાડે મોટો પહાડ; બુધી માણસ જેવી બ્રહ્માંમાં નથી, નીશ્ચે માનજો સરવથી; માટે ત્યાં જવાનો નાર, નવ જવાય તો ધીક અવતાર. તમો નામ ઠામ બતાવો બાળ. તે લેહને આવું તતકાળ; કેદી લોક હતા જેટલા, મુકી મેં દીધા તેટલા અમીર ઉમરાવના જે કુમાર તે સરવેને કહાડ્યા બહાર; વસ્ત્ર આભુશણ આપી સાર, વીદાય કરયા તેને તે વાર; હસતાં કરયાં સરવનાં મુખ, ઘણાં દોહલા ટાળ્યાં દુઃખ, ઘણી આશીશ દીધીછે સાક્ષાત; તે ઉપર એક કહુંછું દ્રશ્ટાંત.

**દોહરા**—બ્રાહ્મણ એક જાતે સહી, તેમાં વિદ્યા અપરમપાર; અન ન મળે પુરૂ પેટને, પુત્ર પુત્રી પરીવાર. ૧ ઉપવીત દેવું પુત્રને, વળી દેવું કન્યાદાન; જુરે એશો મન વીજ; કેમ થાશે ભગવાન. ૨ દ્રવ્ય મારી પાસે નહિ, કેમ રેહેશે મુજ લાજ; પરદેશમાં જાવું સહી, જાચુ જઈને રાજ. ૩ એશી રેહે સાધી નથી, નીશ્ચય કરેચું મનમાંહ; વીનતા પ્રત્યે વાણી કહી, અમો જાશું પરદેશ માંહ. ૪ દ્રવ્ય લઈને આવશું, વીનતા આણે ઠામ; કન્યાકાળ જાએ કુંવરીતણો, વળી કેમ થાશે આપણુ કામ. ૫ શાસ્ત્ર વચન કેમ લોપીએ, એસે મુજ શીર ગાળ; માટે જાચુ કોઈ રાયને, લાવું અતીશે માલ. ૬ એવાં વચન વીપ્રનાં સુણી, નારીએ આજ્ઞા દીધ; શુભ મહુરત જોઈ નીસર્યા, કામ કરવાને સીધ. ૭ દેશ તજીને નીસર્યો, હું જાવું ગ્રહસ્થની પાસ; આશરવાદ જઈને કરૂં, તો પુરે મનની આશ. ૮

**ચોપાઈ**—એમ વીચારી ચાલ્યા વહી, પ્રભુ આશા મારી પુરે સહી; દીવસે કુચ રાતે મુકામજ થાય; એમ ફરતોફરતો બ્રાહ્મણ જાય. ચાળીસ જોજન ગયા રૂશીજન, ત્યાં એક દીઠુ મોહોટુ વન; વનસ્પતી ત્યાં ભાર અઢાર, નમી રહી તેની ભારે ડાળ. એક મારગ બીજી નહિ વાટ, ઘણો મનમાં થાય ઉચાટ; શોહોર થાય વરૂને વાઘ, ઘણો સાદ કરે ત જાગ. નવ રહી બ્રાહ્મણ કેરી ધીર, હીમત રાખીને ચાલ્યો વીર; ભવીષ્ય હશે તે બનશે સહી. એમ વિચારી ચાલ્યા વહી. અડધે જંગલ ગયો જેટલે, એક કઉતક દીઠું તેટલે; વજર પાંજરે લોઢાનું દ્વાર, તે મધ્યે વાઘ દીઠો તે ઠાર. બાર હાથ દીસે વીકાળ, તે દીઠો જાણે આશે તતકાળ; પુંછ પછાડે તેમાં રહી, બ્રાહ્મણ આવી પોહોચ્યો તહીં; ગડગડીને ઉસોતાં, આગળ નવ ચાલે તેના પાય. પાછું ડગલું ભરાતું નથી, મન વીચાર કરેછે કથી; નીશ્ચે વાઘ ખાવાનો મુજ કાય, મનના મનોરથ રહ્યા મનમાંય. હમણા ન કરી મુકે દોટ, ઝડપ આ-

લાગી મારી કોટ; નવ ચાલે નવ હાલે પાય, આકુળવ્યાકુળ મનમાં થાય. તે સારદુલને વાચા થઈ, મુખ થકી તેને વાણી કહી; અરે ભાઈ તું પંથી જન, આવતને નવ કરૂં વિઘન. એ વાતે સાક્ષી શ્રીરામ, સતે કરી માનો આઠામ. જીવતદાન આપો મુજને આજ, હુંતો સારીશ તારાં કાજ; બ્રાહ્મણને આવ્યો વિશ્વાસ, ગયો તે પીંજરની પાસ. કરજોડીને ઉભો રહ્યો, ત્યારે સારદુલે બોલજ કહ્યો; ઉઘાડ દ્વાર હું નીસરૂં બહાર, કરીશ તુજને ઘણો ઉપકાર. વિપ્ર કહે એ અચરત વાત, કોણે પીંજરમાં ઘાલ્યો ભ્રાત; વિસ્તારીને કહોજી તમો, ત્યાર પછી ઉઘાડું અમો.

દોહરા—તે વારે સારદુલ બોલીઓ, સાંભળ પંથીજન; મેંતો મારગ પાડીઓ, સંતોક્યું મુજ મન.૧ પશુપંખી કે માનવી, સઉનો કરતો આહાર; કોઈ માનવી માયાનો મળ્યો, પડ્યો પીંજર આ ઠાર. ભક્ષ ભોજન એમાં ભરી, હું કરવા બેઠો આહાર; દ્વાર બંધ તેણે કર્યું, કેદ કર્યો આ ઠાર. ૩ સાન કરી તેને મુને, તે થયો સવાયો શેર; વજર પીંજર હું પડ્યો, એકે નવ સુજે પેર. ૪ ક્ષુધાતરશ પીડે ઘણી, જાુર બેઠો આ ઠામ; માટે ભાઈ કહાડો મુજને, હું જીવું તમારે નામ. ૫ આંખે આંસુ ધારા પડે, એમ કહીને કરે રૂદન; વિપ્રને દયા આવી ઘણી, પછી બોલ્યો મુખ વચન ૬ હુંતો કાહાડુંછું તુજને, પરમારથ પ્રમાણ; કદાપી ખાવતું મુજને, તે વાતે સાક્ષી આણ. ૭ સુરજ ચંદ્ર બે સાખીઆ, શ્રીરામચંદ્રની સાખ; બીજી પ્રતિજ્ઞા કીધી ઘણી, સત શાસ્ત્રને સાખ.૮ તે વારે બ્રાહ્મણ રીજીઓ, માન્યું પોતાનું મન; દ્વાર બંને ઉઘાડિયાં, તે વેળા તે દન. ૯ નીકળ્યો વાઘ તેમાં થકી, બોલ્યો મુખ વચન; ક્ષુધા પીડેછે મુજને, હું ખાઈશ તારૂં તન. ૧૧ ત્યારે બ્રાહ્મણ બોલીઓ, એથી બોલ્યા વાણ; પરમેશ્વર વચમાં ધરયા, તે સમ ખાધાછે જાણ. ૧૧વચન

તાહરૂં મિથ્યા કરે, ધીક ધીક તુજ અવતાર; બ્રાહ્મણ હત્યા ક્યાં છુટશો, સમજો મનમાં સાર. ૧૨

ચોપાઈ—સારદુલ ત્યારે બોલ્યો મુખ, શાને પીડા ધરેછે દુખ; ગુણ પછવાડે અવગુણ સહી, એ વાતમાં સંધે નહિ. માટે તુજને ખાવાનો ભ્રાત, નીશ્ચે માનજે સાચી વાત; બ્રાહ્મણ કેહે મિથ્યા થાય, મહા પાપી તું કેહેવાય. સત પ્રમાણે કહુંછું હું, ચીત ધરીને સાંભળિ તું; વશ્વાસઘાતનું મોહોટું પાપ, નિશ્ચે માનજે આપો આપ. ગુણ પછ અવગુણ કરે, તે નર તો નરકે સંચરે; શારદુલ કોહે હું માનું નહિ, કાંઈ સાખ પુરાવો અહીં. ભટજી કહે સાખ પુરાવું હું, મારી સાથે આવ્યને તું; જુઠો પડું તો મુજ કાયા દઉં, સાચો થાઉંતો મારગ લઉં. વણ પુછે જો ખાશો મુને, તોતો ગઉ હત્યાછે તુને; શારદુલ કહે સાચો થાઉ, તો તુજને જાવા ન દઉ. એમ કહી બે ચાલ્યા જાય, આવ્યો વડ એક મારગ માંહ; ગોરઘંભીરછે તેની છાંય, શીતળ પવન આવેછે ત્યાંય. ત્યાં બે જણ ઉભા જઈ, ત્યારે વિપ્રે વાણી કહી; તારી છાયાછે અપરમપાર, માટે એક પુછવો વિચાર.તારે તે વડને વાચા થઈ, મુખ થકી તેને વાણી કહી; શો કજીઓછે તમારે જાણ, વિસ્તારીને કહો નીરવાણ. ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાત, કરગરવા લાગો વડની સાથ; પોતાની સરવે વાતજ કહી, તે સઘળી વાણી વડે લહી; માહારો વાંક હોય તો મુજને કોહો, નહિતો મુજને જાવાદો.

દોહરા—ત્યારે તે વડ બોલીઓ, કહું મુજ વીતકની વાત;તે સાંભળતાં ભાગશે, બેઉના મનની ભ્રાંત. ૧ ગંભીર છાયા માહરી, શીતળ વાયુ વાય; પશુ પંખીને માનવી, બેશીને સુખી થાય. ૨ વિશ્રામ કરે મારા થડે, સમાવું તેનો તાપ; ઉપકાર માહરો અતી ઘણો, તું સાંભળ બ્રાહ્મણ વાત. ૩ કોઈ ચુંટે કાયા માહરી, કોઈ ચુંટે માહરાં પાન; કોઈ ડાળી

છેદન કરે, તું સાચે સાચુ માન. ૪ ગુણ પછવાડે અવગુણ સહી, એમાં શો સંદેહ; લખ્યા લેખ મટે નહિ, તે ભોગવ તારી દેહ. ૫ એવાં વચન વડનાં સુણી, બ્રાહ્મણ થયો મન ભંગ; સારકુલ હતો તે સજ થયો, આનંદ પામ્યો અંગ. ૬ સાચી વાત મારી મળી, તું જુઠો પડ્યો આ ઠાર; હવેતો ખાઉં મુજને, નવ લગાડું વાર. ૭ ત્યારે બ્રાહ્મણ બોલીઓ, નહિ માનું એ વાત; બીજાને પુછો જઈ, પછી કરજો મારો ઘાત. ૮ વણ ઇનસાફે મારે મુને, તે હત્યા બેસે તુજ; સારકુલ કહે વળી વેડ શું, કુએ વળી ભુંડી ભુખ. ૯

**ચોપાઈ**—પુછો કોઈ બીજાને જઈ, એમ કહીને ચાલ્યા વહી; સરોવર શુંદર દીઠુ જ્યાં, પેલા જઇને ઉભા ત્યાં. મનના મનોરથ મનમાં રહ્યા, દઇવને ન આવી દયા; જળવીદ માતા છો તમો, ભેદ ભાગો દુખિયા છઇએ અમો. ત્યારે સરોવરને વાચા થઈ, મુખ થકી તેને વાણી કહી; શું દુખછે ને શુંછે કામ, આવ્યાછો કેમ આણે ઠામ. ત્યારે બ્રાહ્મણ હરખ્યો મન, સંક્ષેપે કહ્યું તે દન; માટે ન્યાય ચુકાવો જાણ, જેમ બચે બ્રાહ્મણના પ્રાણ. એનો વાંક હોયતો શિક્ષા દો, મુજને પાધરો જાવાદો; વાત કરી બે ઉભા તહીં, પછે સરોવરે વાણી કહી.

**દોહરા**—સરોવર કહે વીપ્રને સાંભળ મારી વાણ ભવીષ્ય તે મીટે નહીં, જે કરમે લખ્યુ પ્રમાણ ૧ પ્રથમ વાત મારી સુણો વીતછે મારી કાય. તેતો વાત સુણ્યા થકી, સંદેહ મનનો જાય. ૨ સરોવર સુંદર હું સહી, અમરીત સરખુ નીર પીએજળ આવી કરી શીતળ થાય શરીર. ૩ અનવીના જાય અધઘડી જળ વીના ન જાય પળ એક; એવા ગુણછે માહરા, તમો સાંભળજો વીવેક. ૪ પશુ પંખીને માનવી સરવે તરપતથાય; તે અવગુણ મુજને કરે, તે સાખી રહુંછું આપ. ૫ કોઈ દંત ધાવન કરે, કોઈ આવીને નાહ્ય કોઈ

મળ મુત્ર ધુવે, તે અમુલ્યું મારી કાય. ૬ ગુણ પછવાડે અ-
વગુણ સહી નીશ્ચે આડો આંક, સુખ દુખ કાયા ભોગવે,
તેમાં સારદુલનો શો વાંક. ૭ એવાં વચન તેનાં સુણી, બ્રા-
હ્મણ પામ્યો દુખ; સારદુલ રીજે અતીઘણો; બોલો પછે
મુખ. ૮ હવેતો આગે તુજને, જુઠો પડો બીજીવાર,.સાચી
વાત મારો મળી, ભક્ષ કરૂં આ વાર. ૯ ત્યારે લાચાર થ-
ઈ બ્રાહ્મણ કહે, હું હજી મેળવું દ્રષ્ટાંત; હું હારચો જીત્યા
તમો, તે ભાગી મનની ભ્રાંત. ૧૦ હવે ફરી વચન બોલું
નહી, તું કેહેતે કરૂં પ્રમાણ હવે ત્રીજું વચન મીથ્યા કરૂંતો
ઈશ્વરની મુજ આણ. ૧૧ તે વારે સારદુલ બોલીઓ, વળી
જુઠો પડીશ આંય; ત્રીજીવાર હું ચુકવાનો નહી; એમ કહી
ને મારગ જાય; ૧૨ વળી આગળ ચાલ્યા સહી એક દીઠુ
શીયાળ; બ્રાહ્મણ વાઘ ઉભા રહ્યા, બોલ્યા મુખ તતકાળ. ૧૩

ચોપાઈ—તે વારે વાચા શીઆળને થઈ, મુખ થકી તેને
વાણી કહી; ગુણ અવગુણ તણીછે વાત, પછી ભાગે મ-
નની ભ્રાંત ત્યારે બ્રાહ્મણે વાણી કહી, વીતક વાત તે સરવે
સહી; તમો કહો તે કરશું અહીં બેઉ જણ ઉભાછે સહી.
શીઆળ બોલ્યો મુખ થકી વાત આતો મનાતી નથી; ન-
જરે જોઉં તો માનું વાત, પછી ન્યાય કરૂં મુજ જાત, જુઠો
સાચો કોણ હશે ન્યાય અન્યાય મુજથી કેમ થશે. કએ ઠામ
તે પીંજર સહી કેમ એ કબજ પડ્યો તો તહી કઈ રીતે ઉ-
ઘાડ્યું બાર મુજને દેખાડો તે ઠાર; ત્યાર પછી ચુકવુ ન્યાય
મુખથી વાત તે કેમ મનાય; એવાં વચન શીઆળનાં સુણી
વાઘને રીસ ચડીછે ઘણી, વડને જાળ કરતાં ડાહ્યો તું, આ-
વ્ય ઠેકાણુ દેખાડું હું. જોયા પછી ચુકાવું ન્યાય, એમ ક-
હી ગયા ત્યાં ઓપેલું મારૂ રેહઠાણ; આ પાંજરમાં પેઠો
જાણ, એ પંથીએ ઉઘાડયું સહી ગુણ પાછળ અવગુણ
અહીં, બોલ વેહેલોયા કહ્યું તુને, ભુખ ઘણી લાગીછે મુ-

ને, મુખ જુબાની કોહોછો તમો. ન્યાય અન્યાય કેમ ચુકવું અમો; નજર જોઊતા ચુકાવું અહીં, નહીતર મારગ જાઊં વહી, તમો પેસો પીંજર ગોઝાર, બ્રાહ્મણ વળી ઉઘાડે દ્વાર, તોતો નજરે જોઊ અહીં પછી ન્યાય ચુકાવું સહી, એવાં વચન શીઆળનાં સુણી પેઠો પીંજરમાં તેની ધડી; વીપ્રને કહે તમે દોની દ્વાર, એ કહે ત્યારે ઉઘાડજો પાર; દીધા બારણાં સાંકળ સાથ; શીયાળ મુંખથી બોલ્યો વાત, જે રીતે તમે કહ્યું તું સહી; તે રીતે તમે બોલો અહીં. ઉઘાડ ભાઈ તું આણે દ્વાર, હું તુજને કરીશ ઉપકાર, ગુણ પછવાડે અવગુણ સહી, તારે હું ઉઘાડું નહી.

દોહરા—વચન સુણી શીઆળનાં; વાઘને પડી મન ફાળ, દગો કરીને ધાલીઓ હું આણીશ તારો કાળ. ૧ તું શું ખાતો મુજને, બળ હોયતો નીકળ બાર. સનેહ કરી તને કાહાડીઓ ધીક ધીક તુજ અવતાર. ૨ બ્રાહ્મણનો જીવ બચાવીઓ, વળી અદલ ચુકાવ્યો ન્યાય; ગુણ પછવાડે અવગુણ સહી, તું ભોગવ તારી કાય. ૪ એમ કહી ત્યાંથી ચાલીઓ; શીઆળ ત્યાંથી જાય; બ્રાહ્મણ પાછો પરવરેયો;કેવો ચુકાવ્યો ન્યાય. ૫ જગત જાગ કોડે કરો, જાઓ તમારે ગામ; વગર વીચારયું કરતાં રખે; આજ પછી તમે કામ.૬ આશીશ દીધી શીઆળને બ્રાહ્મણ પંથ પળાય, ઉપવીત દીધું પુત્રને, વળી પરણાવી કન્યાય. ૭ નાહાના ઉપર નવ ભુલવું. નાહાનો શીઆળવો એહબુધ્યે જીતીઓ વાઘને કળી ન શકે તેહ; ૮ તમો જીતશો સરવને, કોણ માત્ર પરી જાત, પરમેશ્વર પ્રતાપથી, લાવો ફરી વીખ્યાત. ૯

ચોપાઇ—એવાં વચન વીનતાનાં સુણી, લાચાર થઇને વાણી ભણી; જાઓ કહેતાં જીભ કપાય, માટે સિદ્ધ કરી આવો રાય. આવશો ત્યારે થશે સુખ સેહેજ, તમો આવશો તારે રંગની રેજ; આવશો તારે નીકળીશું બહાર, તે જાણજો

તમે નિરધાર. જપમાળા મેં કરમાં ધરી, સરવે સુખ તજ્યું સુંદરી; પરપુરૂશ તે ભાઇને બાપ, નિશ્ચે માનજો આપો આપ. તમ કારણ લઈ બેઠી જોગ, મુક્યાભાવતા સઘળા ભોગ; મરવા ઉપર રીજ્યા અમો, ઉતાવળ કરોની તમો. બાર વરસસુધી જોશું વાટ, પછી કરીશું દેહનીઘાત; અવર પુરૂષ કરવાનાં નથી, સત કરી માનજો સરવથી એમ કહીને નામીયું શીશ, રાજકુંવર ઉઠ્યા તે દીશ; જોઈ શુકનને પંથે પળાય, નગર થકો નીસરયો બાહાર. લીધું પછી જોગીનું રૂપ, પ્રતિબીંબનું પ્રગટ્યું નુર; ભસ્મ લેપન કરયું છે કાય, વજર કછોટો વાળ્યો રાય. સેક શેલાં સીંગી ગળામાં સહી, જેસ્ટીકા તુબડી કરમાં ગ્રહી; મનમાં બીતો નથી લગાર, જંગલમાં આવ્યા રાજકુમાર. મહા અરણવેતો ચાલ્યો જાય, રાત પડે ત્યાં મુકામજ થાય; માણસ નામે જંગલમાં નહિ, ઝાડને આશરે બેસે જઈ. દુખે પંથે વીતેછે રાત, વળી પંથે ચાલે પ્રભાત; સાત માસ ગયા એમ જાણ, જંગલ આવ્યું એક નીરવાણ. ઘણા ભોકે અનેક જાત, ત્યાં મુકી નવ શકે કોઈ પાગ; કુંથાર કાશકીને ગોખરૂ સહી, તે ઉપરથી ચાલવું નહિ. બીજી વનસ્પતી બાર અઢાર, ઘટાઘુમ થઈ ત્યાં સાર; ક્યાં ઉગ્યો ક્યાં આથમ્યો સહી, એવું વન ભયાનક તહી. અંધકાર નવ સુજે ભાણ, પશુ પંખી બહુ મળીઆ જાણ; શબ્દ સારદુલ શીઆળના થાય, તે દેખતામાં કંપે રાય. ઘણા શબ્દ મોટા વિકરાળ, નાગના શબ્દ નીસરે બહાર; ફળ જળ તાણુ નહિ નામ, કંઠે કાંટા પેસે પાય. મરતુકાળ જંગલનું નામ, કોઈ ઘાલી શકે નહિ હામ; દેવદાનવથી નવ જવાય; કોણ આશરો માનવની કાય, દસજોજનનું જંગલ જાણ. જે જાય તે છાંડે પ્રાણ, તે મધે ચાલ્યો વીર; ઘણું દુખ પામ્યો તે શરીર, હીમત પોતે મુકતો નથી. મહા દુખે ચાલ્યો સરવથી, વળી મનમાં કરે વિચાર; ચતુરાઈ

કરી મેં જીતો નાર, એતો પરમેશ્વરનો ખ્યાલ. પડે પારકે આણે ઠાળ, લખીત વાત થાશે તેહ; એમ કહી ચાલેછે તેહ.

દોહરા—શરીર સઘળુ જડાઈ ગયું, નિકળે રૂધીર નીરધાર; લાખ વીંછુની વેદના, ભોગવેછે તેને ઠાર. ૧ પગ તળીઆં તરવાઈ ગયાં, છેદ પડ્યા આ ઠાર; પગ ધરતીપર નવ ધરે, દુખ તણો નહિ પાર. ૨ ભુખ તરશ પીડે ઘણી, વળી કાંટા ભાગે પાય; હીમત મન નથી મુકતો, આવ્યો જંગલમાં જાય. ૩ વાઘ વરૂ ગાજે ઘણા, ડરતો નથી કાંય; લખ્યું હશે મારા કરમમ; જે થવાનું હશે તે થાય. ૪ એ મેથી ડરવું કશું, વિચારશું પોતે મન; દુખે પાપે ચાલે નહિ, શું કહું મુખે વચન. ૫ સાત દિવસ એમ વહી ગયા, તે જંગલ મોઝાર; દશ જોજનનું વન સહી, તે મુકીને નીસરેચા બહાર. ૬ સુરેજ તણું દરસન થયું, ત્યારે હરખ્યા રાજા મન; પાહાડ એક નજરે આવીયો, જોતામાં ગયો છે ગગન. ૭ જ્યાં પાહાડ ત્યાં જળ સહી, એમાં શો વિચાર; દુખે પાપે જાઊં ત્યાં, ત્યારે મળશે અમરીત આહાર. ૮ એમ વીમાશી ચાલીયો, જળ વિના જીવડો જાય; પાહાડ સમીપે આવીયો, ત્યાં એક અચરત થાય. ૯ જુએતો તે પાહાડ નથી, એક રાક્ષસ વિકાળ; લાંબા ચોડાની ગણતી નથી, મેંહુ ગગને વિશાળ. ૧૦ જડરૂપમાં ત્યાં થઈ ગયો, ચઈતન ટળું શરીર; વિકરાળ વદન બીહામણું, કઈ તરેહ રાખુ ધીર. ૧૧ અરે જીવ તું કેમ ડરે, મરવું એકજ વાર; એમ વિચારી મન વીશે, નમીને કર્યો જુહાર. ૧૨

ચોપાઇ—નમી કરીને લાગ્યો પાય, ત્યારે રાક્ષસ બોલ્યો કાંય; ક્યાંથી આવ્યા આણે ઠામ, નવ આવે માનવનું નામ. દેવ દાનવથી નવ અવાય, તો કોણ માત્ર તું માનવી કેહેવાય; મારે કીસ્મતે આવ્યો અંહી, એ વાતમાં સંદેહ નહિ. નીત પશુના કરીએ અહાર, ઘણાં વરસ થયાં તે ઠાર; મા-

નવી ખાવાની ઇચ્છા થઈ, તેતો આજ સંપુરણ થઈ. માટે આજ જીવવું સારથક થયુ, તારી કાયાનો સ્વાદજ લઉં; એવાં રાક્ષસના સુણી વચન, રાજકુંવર બોલ્યો તે દન. એ વાતે ઘણું હરખ્યુ મન, સુખે આપોને તન; ઘણો ખુશી થયો હું આજ, એક પલક તે વરસજ થાય. નથી દુખ વેઠાતુ કાય, જો તું મ.રી કાયા ખાય; તો જીવ નીકળી સ- રગે જાય, પરદુખભંજન મારા તમો. પેહેલા થાઓ દુખ પામુ અમો, એવાં રાજકુંવરનાં સુણી વચન; તવ રાક્ષસનું હરખ્યું મન, ઘણી કાન્તી ને રૂપ વીશાળ. વાણી સુણતા- માં ઉપન્યું વાહાલ, મધુર વચનથી વાણી કહી; આવ તુને નહી ખાઉં અહીં, મરવું તો કોઇને નહી ગમે. શા માટે મોત માગો આ સમે, બાળપણામાં જોબન કાય; કેમ આ- વ્યા જંગલની માંહ્ય, પરમેશ્વર વચમાં દરમીયાંન. નહી ખાઉં એ તું નીચે માન, એમ સમ ખાધા તે ઠાર; આવ પાસે કરીશ ઉપકાર, પાંચ દીવસ પરોણા રોહો. દુખ હોય તે મુજને કહો, હાવું રૂપ. તમારૂં સાર; શોભે તમારે નીત્ય અહાર, તે આંણીને હાજર કરૂં. વચન તમારૂં મસ્તક ધરૂં, રાજકુંવર કહે સાંભળો તાત; કહું મારા ખાધાની વાત, બેઉ ઘઉં તણો સહી જાણ. વળી સરકસ સાકર નીરવાણ, તે તણા અમો કરીએ અહાર; તે ક્યાંથી આ જંગમોઝારે.

દોહરો—એવાં વચન રાક્ષસે સુણી, હરખ્યો અપરમપાર; ચાર ઘડીમાં લાવું સહી, તું બેસી રહે આ ઠાર. એમ કહીને પરવર્યો, ક્ષણું નવ લાગી વાર; પોઠ જાતીતી વણ- જારા તણી, જઈ પડ્યો તે મોઝાર. રાક્ષસે માયા કરી, તે સર્વે સમેટી લીધ; પાછો ફરીને આવયો, કામ કરીને શીધ. અન વસ્ત્રના ઢગલા કર્યા, ઘી સાકર બહુ ખાંડ; કરીયાણું વિવિધ પ્રકારનું, ત્રાંબા પીતળનાં ભાંડ. ૪ રાજકુંવર વિસ્મે થયો, જે જોઇએ તે ત્યાં; ઉનમત નહો કશી વાતનો, વિસ્મે

થયો મનમાંય. ૫ ખાનપાન ગમતું કરે, તું મહારો મીજબાન, ચીંતા મનની પરેહરો; તને આપીશ જીવત દાન. ૬ ભક્ષ ભોજન વિધવિધનાં, કર્યા બત્રીશે પાક; ભાતભાતની સુખડી, કર્યા સુંદર શાક. ૭ રાજકુંવર પાછો બોલીઓ, તું પીતા હું તન; એક અરજ છે માહરી, કોતો બોલું વચન. ૮ ત્યારે કહે કહો તમો, નવ ડરશો મન લગાર; જે ઇચ્છા તારા મન વિશે, તે કહો મુજને આ ઠાર. ૯ ત્યારે કુંવરે કરી વિનતી, જમીએ બેસીને સાથ; એતો ઉમેદ છે મુજને, કહુંછું જોડી બે હાથ. ૧૦ બીજી વિનતી તમ દાસની, અભંગ તમારી કાય; બીક ઘણી લાગે મુને, તો મુખમાં કેમ ખવાય. ૧૧ એવાં વચન મુખે કહ્યાં, ત્યારે હરખ્યો રાક્ષસ મન; હશી કરીને બોલીયા, તું સાંભળ પંથી મન. ૧૨ મારી માયાનો પારજ નથી, તુજ કારણ માનવ થાઉં; આ જાત માહરી તજી, તુજ પાસે બેશી ખાઉં. ૧૩ એમ કહી થયો માનવી, ક્ષણું નવ લાગીવાર; જાણે બીજો રાજવી, થઈ શોભા અપરમપાર. ૧૪

ચોપાઈ—રાક્ષસે માયા પોતાની કરી, પાહાડ જેવી કાયા પરેહરી; થયો માનવી દેવ સરૂપ, અચરજ પામ્યો પોતે ભુપ ત્યારે હશી બોલ્યો રાજન, હવેતો હરખ્યું મારૂ મન. એમ કહીને પીરશી થાળ, જમાવ તે બેઠા તતકાળ અમરત વસ્તુ આગળ ધરી, આરોગ્યા પછે પેટજ ભરી; બત્રીસ વાનાની સુખડી સાર, વારા ફરતી કરે છે આહાર, ઘણાં સુઘડ ખાય છે પાન, બેઠા બેઉ જણ ધરીને માન. ૪ વાત ચીત કરી બે ઘડી એમ કરતાં હતાં રાતજ પડી, નીરભે થઇને સુતા તહીં, એમ ચાર પોહોર રજની ગઈ. પ્રાતસ કાળે ઉઠયા બેઉ જણ કીધાં બન્નેએ દંત ધાવન; વળી બત્રીસી રસોઈ કરી; જમીયા બન્યો પેટજ ભરી, બમણી હેજત પડી બીજે દન, તેમ તેમ રાક્ષસ રીજે મન શો દીન

મોદીક કો દીન કંસાર, કો દીન શીરો પુરી આહાર; કો દીન વેઢમીને સુખડી; રાક્ષસ તણી ભાગી ભુખડી; સાત દીવસ થયા તે ઠાર, રાક્ષસ રીઝ્યો અપરમપાર; સ્વાદ ઇંદ્રીએ તે વશ થયો મુખ થકી તે નવ બોલીઓ રાક્ષસ મનમાં કરે વીચાર; રાજકુવરને કહ્યું તે વાર; હવે તમે ધરાયા આહીં,હું પુછું તે કોહોની સાહી.

દોહરા—રાક્ષસ મુખથી બોલીયો; સાંભળ માનવી જાત; શાકુએ તું નીસરયો તે કહો મુખ વાત. કોણ જાતછે તાહરી, કોણ માત કોણ તાત; બાળપણે વનમાં ભમો, શા દુખે મુજ ભરાત. માંડી વાત મુજને કરો હું ભાગુ તારૂ દુખ; ઇશ્વર આણુ એ વાતમાં, વીસ્તારી કહો મુખ. ૩ રાખી વાત બાકી તું કરે, તો ઇશ્વરની તુજ આણ; સાચે સીધી છે સાહી, માટે સાચી બોલ વાણ. ૪ ભાગીશ દુખ હું તાહરૂ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ સત વચન છે માહરૂ તું સાંભળ ચતુર સુજાણ, ૫ વચન આપીયું તે રાક્ષસે; તે લીધુ કર બોતર;પછે કર જોડીને બોલીઓ,તે વેળા રાજકુમાર.૬ સીરકરતાનનો રાજીઓ તેહ તણો હું તન, ગુલબંકાવળી જોવા તણી ઇછા માહરે મન. ૭ રાજ પાટ સરવે તજી નીકળો છું હું બાહાર,ફરતો ફરતો હું આવીયો તમો તણા ઘરબાર.૮ હવે રજા આપો મુજને; તો ઝાલું મારગ સીધ; તમો સમ ખાધા મુજ આગળે વચન આપુ મુજ નીધ. ૯ વીગત વાત માંડી કહી મેહેતો તમ સાથ; વચન પાળો તમ તણું થયો કરા પ્રમાણ. ૧૧ એવાં વચન શ્રવણે સુણી, રાક્ષસ સમ મન ભંગ; કરમે કર અડકાડીયો, બોલ્યો તેને સંગ.૧૧

ચોપાઈ—બોલ્યો રાક્ષસ મુખથી વાણ, સાંભળ માનવી ચતુરસુજાણ; તે ફુલ કાંઈ રસતામાં નથી, સાચી વારતા કહુંછું કથી. બંકાવળી નામે પરીછે સહી, તેની શોભાનો પારેજ નહીં; તેની વાડીમાં એછે ફુલ, ઘણી સુઘડને વસતુ

અમુલ્ય તેની રક્ષા કરવા રહુછું હું. સત્ય કરીને માનજે તું. અઢારહજાર હું સરખા સેનાપતી, તેની સેનાની શું કહું ગતી; એકસો બાસઠ ચોકી જાણુ, એક અઢાર હજાર નીરવાણુ, તમે કેઈ પેરે જાશો નહીં, મુજને ચિંતા થાશે અહીં; તેના બાપનું બહુછે સેન, ત્યાં તમે જાશોજી કેમ. માનવીથી જવાએ નહિ, માટે તમો ત્યાં જાશો નહિ; ત્યાં સઉ રાક્ષસ રક્ષા કરે, પવન સરખો નવ સંચરે. જમીનપર ચોકી વીંછુને નાગ, ગગને સ્ત્રી પરીના જાત; ફરતો કોટ રાક્ષસનો તહીં, દેવના થકી જવાય નહિ. ચંદ્ર સુરજની દ્રષ્ટી નવ જાય, તે ફુલ તુજથી કેમ લેવાય; પ્રથમ ચોકી મહારી સહી, મહારી નજરે દીઠું તહી. તે કેમ આવશે તાહારે હાથ, રાક્ષસ દુખ ધરે મન સાથ; હવે વચન મારૂ મિથ્યા જશે, એ કારજ કેઈ પેરે થશે. તેનો ગુણ કીધોછે અપાર, અમરત વસ્તુ કરાવી અહાર; મારૂ વચન જો મિથ્યા થાય, ધીકાર પડ્યો અમારી કાય. ધીકાર પડ્યો જો જાય વચન, ઘણું પસ્તાઉછું મારે મન; જીવ જવા સુધી કરવાનો કાજ, બાંહ્ય ગ્રહાની રાખી લાજ. ભક્ષ ભોજન કરોની તમો, એક રાક્ષસ તેડી આણીએ અમો; એવાં વચન રાક્ષસનાં સુણી, રસોઈ સીધ્ધ કરી ચોગણી. ચાર ઘડીમાં કરી તઈયાર, ચતુર નરને શાની વાર; પોતાની વાણીએ કર્યો જુહાર, એક રાક્ષસ આવ્યો તે ઠાર. જુહાર કરીને ઉભો સાર, વાત કરવા લાગ્યો તે ઠાર; રાજકુંવરને દીઠો જેટલે, રાક્ષસ મુખ બોલ્યો તેટલે. એ માનવરૂપ ક્યાંથી લાવીઆ, એ ઉપર કેમ રાખી દયા; ઘણી સકોમળ તેની દેહ, મન તણો ભાગો સંદેહ. કેમ રાખ્યોછો હેતજ ધરી, એવી વાણી તેણે ઓચરી.

દોહરા—એવાં વચન તેનાં સુણી, બોલ્યો મિત્ર વચન; એ દેવથકી અધીકછે, મેંતો આપ્યુ સત્ય વચન. ૧ એના ગુણનો પારજ નથી, એણે આપિયો અમરત અહાર; પુત્ર

કરતાં અડકો ઘણો, સુણો મિત્ર આ ઠાર. ૨ મરતુ લોકના માનવી, એની શોભાનો નહિ પાર; બીજા ગુણ એમાં ઘણા, શા મુખે કહું વિસ્તાર. ૩ નામકહરામ હું થયો, એણે ભાગી મહારી ભુખ; શું ઓશીંગણ થઇશું અમો, એ નરને આપું દુઃખ. ૪ માટે તેડયા મેં તમો. બેસોની આ ઠાર; ખાન પાન કરીએ સહી, પછી કરીએ એક વિચાર. ૫ બેઉ જણા બેઠા સહી, વીજે માનવી સાથ; મુકયાં ભોજન મુખ આગળે, આણી મન ઉલાસ. ૬ સાત વાનાની સુખડી, બીજુ સાહીત અપાર; મુખ આગળ સહુ મુકીયુ, તે ક-રવા બેઠા આહાર. ૭ અમરત જતુ મુખમાં ધરી, ઘણા શોભતા સાર; તેમ તેમ રાક્ષસ રીઝીઓ, આણી મનમાં વહાલ. ૮ ધન માનવ તારી બુધને, તરપત કરયું મુજ મન; શું દુખછે તારી કાયને, કહે મુખ સત વચન. ૯ જે વસ્તુ ખાધામાં નહિ, તેનો ચખાડયો સ્વાદ; તું કહે તે કરીએ અમે, મનમાં આણી ઉલાસ. ૧૦ ત્યારે પહાડ મુખ બો-ચરયો, એને છે મોટું દુખ; તેતો કામ થયાનું નથી, એ બોલે છે સુખ. ૧૧ ગુલબંકાવળી જોવા તણી, ઇચ્છાછે એને મન; તે કારણ વનમાં ભમે, તું સાંભળ મિત્ર વચન. ૧૨ મહારે શરણે એ આવીઓ, કરાવ્યા અમરત આહાર; નારાશ થઈ જાશે સહી, તો ધીક આપણો અવતાર. ૧૩ માટે તેડયો તુજને, કઈ પેરે થાય એનું કામ; મનેરથ પો-હોચે એહનો, તો થાય આપણુ નામ. ૧૪

ચોપાઈ—એવાં વચન પહાડનાં સુણી, તેના મિતરે વા-ણી ભાણી; એ વાતની ચિંતા નહિ, એનું કામ થવાનું સહી. મોકલું મહારી ભગની પાસ, તે પુરવાની એની આશ; ઘણી ફોજ છે સરવથી, રાક્ષી વધાનો પારજ નથી. પ્ર-થમ મોકી તેની સહી, તે નિસ્ચે કામ કરવાની તહીં; એમ વિચારયુ મનમોઝાર, કાગળ લખ્યો તતકાળ. ઘણી વિનતી

તેમાં જાણી, તેડયો એક રાક્ષસ મુખી; જે ફરમાવો તે હું કરૂં, કહો આજ્ઞા તો મુસ્તક ધરૂં. તે રાક્ષસ બોલ્યો તે ઠાર, મહારી બહેન અબોલા સાર; તેની પાસે જવાને સહી, આ માણસને સાથે લઈ. પ્રથમ જઈને આશીશ કરો, પછી એના ખોળામાં ધરો; તહારા ભ્રાત તણો એ પ્રાણ, નિશ્ચે માનજે સાચી વાણ. જીવ થકી કરજો જતન, જાણે પેટ તણો મુજ તન; જતન કરી એને રાખજો, એના આશા પુરી પાડજો. મુખ જુબાની એવી કહી, વળી કાગળ કર આપ્યો લઈ; ફુલની પેરે જાળવજે તું, નહિતો મારી નાખીશ હું. પ્રતિઉત્તર પાછો લાવજો, ચાર ઘડીમાં પાછા આવજો; વધતી વાર લાગશે આ ઠાર, મારી નાખીશ આણીવાર તે શેવકે નામ્યું શીશ, ઉડયો તે વેળા તે દીશ; એક હાથપર બેસાડ્યો જાણ, બીજે કર ઢાંકી નીરવાણ. ગગન મારગે ચાલ્યા વહી, ચાર ઘડીમાં પોહોચ્યા સહી; અબોલા બેઠી હતી મુકામ, ઘણી શોભા છે તેણે ઠામ. દીઠો અનુચર હરખી નાર, તેને જઈને કરયો જુહાર; મુખ જુબાની સઘળી કહી, ખોળા મધે મુક્યો લઈ. જોઈ મુખને હરખ્યાં મન, ધન ધનરે આજનો દન; જાણે પ્રગટ્યો દીનકર સુર, એવું તે માનવનું રૂપ. અબોલા બોલી તે ઠાર, મહારા ભાઈને કરજો પ્રણામ; તમે મોકલ્યો તે મહારો પ્રાણ, નિશ્ચે કરી ભાઈ મનમાં જાણ. અનુચર ત્યાંથી પાછો ચાલ્યો, આવી પેલા રાક્ષસને મળ્યો; આવી હકીકત સરવે કહી; તે રાક્ષસ હરખ્યો તહી.

દોહરો—અબોલાએ મન વિચારીયું, માનવ આવીયો મુજ પાસ; માહારા ભાઈએ મોકલ્યો, તેની કરવી બરદાશ. ૧ એ પુત્રછે કોઈ રાજા તણો, આવી ચડ્યો હશે ત્યાંય; એ બત્રીસ લક્ષણો સહી, શું કરવું હવે આંય. ૨ પુત્રી મહારી મોટી થઇ, જેનું સમુદ્રા નામ; તેની સાથે પરણાવું

અમો, તો થાય મહારૂં કામ. ૩ એવું મન વિચારી કરી, બોલાવી મેમુદા નાર; તેડાવીને કહ્યું સહી, તુને પરણાવું ભરથાર. ૪ ત્યારે મેમુદાએ વાણી કહી, ખુશી થઈ અપાર; તમો એને ક્યાંથી લાવીયા, સાચુ કહો આ વાર. ૬

ચોપાઈ—શીકાર રમવા ગઈતી બહાર, ત્યાંથી લાવી રાજકુંમાર; અચરજ તેતો થતને રહી, પછી તેણે વાણી કહી. માતાજી પરણાવો મુને, એતો સાચુ કહુંછું તુને; માતાએ પરણાવી તે સાથ, પછે રાજા સાથે કીધી વાત. એકાંત જગા પોતાની સહી, તેમાં ભરથારને તેડી ગઈ; પછે કરજોડીને બોલી વાત, તમે વિગત વાત કહો ભરથાર. રાજકુંવર પછે બોલ્યા તહીં, મારી વિગત કહુંછું અહીં; સમ દધિા માટે કહુંછું અમો, પુછો તો સુણજો તમો. હુંછું રાજા કેરો પુત્ર, બાળપણામાં મેલ્યું ઘર સુત્ર; બંકાવલી જોવાનું મન, તે કારણ હું નિકળ્યો વન. પ્રથ્વી કેરો કહાડ્યો પાર, ફરતો ફરતો આવ્યો આકાર; એક રાક્ષસશું મિત્રાઈ થઈ, તેણે મોકલી દીધો અહીં. અબોલા હરખ્યો મન સાથ, તેણે મેહેલ આપ્યો સાર; તુને પરણાવી આપી કરગરી, મુખ થકી વાણી ઓચરી. સુખ ભોગવે નરને નાર. વૈભવ ભોગવે અપરમપાર; જોઊ ફુલ તો ભાગે ભુખ, ત્યાર પછી ભોગવવું સુખ. પરમેશ્વરે મળવો જોડ, પણ નવ પોહોચ્યા મનના કોડ; બંકાવલી ફુલ જોવું એકવાર, તોતો સફળ મારો અવતાર. નહીતર હું રેહેવાનો નથી, સાચી વાત તો કહુંછું કથી; એવાં તે નરનાં સુણી વચન, પ્રસન થયું વિનતાનું મન. એ વાતની ઓના નથી, ગુલબંકાવલી દેખાડીશ સરવથી; એ અબોલા મા મુજ જાણ, તે કહાડેછે મુજપર પ્રાણ. મારૂં વચન મિથ્યા નવ કરે, મર કહું તો નીસે મરે; છીવ એકને જુજવી દેહ, મારા ઉપર રાખેછે નેહ. બળ તાણો કાંઈ પારજ નથી, તેથી કામ થશે સરવથી; ભેદ પ-

રપંચ કરશે તે ઠાર, માટે જાઇએ આસો ભરથાર. એવાં વિનતાનાં સુણી વચન, રાજકુંવર હરખ્યો મન; નરનારી આવ્યા ત્યાંય, અબોલાને લાગ્યા પાય. દીઠાં નરનારીનાં મુખ, ધણી રાક્ષણી પાસેછે નરનારીને દુખ; ખોળામાં બેસાડી નરનાર, મુખ થકી બોલી તે ઠાર. બન્યોનાં ઉતરી ગયાં મુખ, ખાવા પીવાની કમતી નથી; કેમ દુખ ધરો સરવથી, એવાં વચન સુણી તે જાગ, કુંવરી લાગીમાતાનેપાય.

દોહરા—માતાજી સુણો વિનતી, માહારા સ્વામીને દુખ; નીશાસા નાંખે ઘણા, નથી ભોગવતા સુખ. ૧ ખાવું નહી પીવું નહી, હાશ વિનોદ કે વાત; સંસારનું સરવે તજી, ઝુરે દીવસ ને રાત. ૨ મહારે કાજે તમો લાવીયા, સ્વામી ચતુરસુજાણ; આશા નવ પહોંચી માહરી, કરમે કીધી હાણ. ધણી વિનતી મેં કરી, ત્યારે બોલ્યા વાણ; ગુલબકાવલી જોઉ નહી, તો જાશે માહારા પ્રાણ. ૪ અબોલાએ ચાંપ્યો રૂદે, હાથ ફેરવ્યો શીશ; ચિંતા તજજે દીકરી, કરીશ તુજને બક્ષીસ. ૫ બાગ દેખાડીશ એહનો, એમ બોલી તે મુખ; ચિંતા તજજે દીકરા, કરીશ તુજને સુખ. ૬ ત્યાં ફરતી ચોકી રાક્ષસની, ગગને પરી અતુલ; આંખમાં ધુળ નાંખી સરવને, દેખાડીશ એનું ફુલ. ૭ સત્ય વચનછે માહરૂં, કરવું માહારે કામ; ફુલ દેખાડું નજરેકરી, તો અબોલામહારૂંનામ. ૮

ચોપાઇ—એમ મનાવ્યુ કહીને મન, નરનારીનું હરખ્યું વદન; ખાનપાન કરોની જઈ, તેડું ત્યારે આવજો અહીં. ગયા મુકામે નરનેનાર, અબોલાએ મન કર્યો વિચાર; એ નરનારીને થાશે સુખ, દેખાડું ફુલ તો જાએ દુખ. એમ વિચાર કર્યો તે ઠાર, તેડ્યા રાક્ષસ એક હજાર; આવી કરીને નમાવ્યું શીશ, જે કહો તે કરીએ આ દીશ. અબોલા કહે કરો એક કામ, ઊંદરનાં રૂપ ધરો આ ઠામ; સળંગ મુકો આણે ઠાર, જાય ગુલબકાવલી મહેલ મોઝાર. ચોકી

વાળા કોઈ જાણે નહી, એ રીત કામ કરવું સહી; તે રાક્ષસે વચન ચડાવ્યું શીશ, એમ કહી ચાલ્યા તે દીશ. ઊંદર કેરાં રૂપજ ધર્યા, સળંગ પાડવાને પરવર્યા; રાક્ષસ વિદ્યા તેને શીવાર, ક્ષણુ માત્રમાં પાડ્યા પહાડ. તે વાડીમાં પાડ્યું દ્વાર, પાછા ફરી આવ્યા તે ઠાર; અબોલાને કર્યા જુહાર, સીધ કામ કર્યું તે વાર. એવાં વચન રાક્ષસનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; જાઓ જંગલમાં ફરતા ફરો, ભક્ષ ભોજન મનગમતાં કરો. એમ કહીને આપી રજાય, રાક્ષ સઊના મુકામે જાય; પછે રાજકુંવર તેડાવ્યા જાણ, મુખ થકી તે બોલ્યા વાણ. ગુલબંકાવલી દેખાડું આજ, કરૂં તારા મનના કાજ; આ સળંગમાંથી જાઓ તહીં, દુરથી જોઇને આવો અહીં; કરશો લોભ તો થાશે ઘાત, નકી માનજો સાચી વાત. કદાપી કોઈની પડશે દ્રષ્ટ, તો તો ઘણું ભોગવશો કષ્ટ, મેં જીવ ગયે કર્યું છે કામ. ચેતાવું છું આણે ઠામ, એમ કહી તેડાવ્યા દાસ; તતક્ષણ આવી ઉભા પાસ, આ માણસને લઈ કરી, દેખાડો વાડી નજરે ભરી, સળંગમાંથી નવ કાહાડશો બાહાર; ઉભા રેહેજો જ્યાં ઘરનું દ્વાર; જો વાંકો થશે એનો વાળ, તો તો આણીશ તમારો કાળ. જતન કરી દેખાડો જઈ, પાછા તેને લાવજો અહીં; એમ કહી વળાવ્યો રાય, લઇ ચાલ્યા સળંગની માંહ્ય. જે ઠેકાણે પાડ્યું દ્વાર, ચારઘડીમાં આવ્યા તે ઠાર.

દોહરા—દ્વારને મુજ આવી કરી, બોલ્યો અનુચર વાત; ગુલબંકાવલીનો બાગજ સહી, જુઓની તમે ભ્રાત. ૧ વાળીને જોયું તહીં, જાણે ઉદેકર ઉદ્યોત; ઇંદ્રપુરી કોણ માત્ર, એવું દેખાય ઝાકમ જોત. ૨ રાક્ષસ સાથે બોલીઓ, જાવા દે મુજને બાહાર; જોઈ ચરચા બાહાર જઇ, પાછા આવીશું આ ઠાર. ૩ નહીતર ખાતુ મુજને, નહીતરે ખોઈશ પ્રાણ; જોયા વિના નવ રહું, સાચી માન મુખ વાણ. ૪

જેમ દીપકમાં પડે પતંગીઓ, તેમ પડવા માંડ્યુ બાહાર;
રાક્ષસે ઝાલી કરી, લીધા સળંગમોજાર. ૫ અરે મુરખ તું
માનવી, એશું કરેછે કામ; જીવ જશે એક પલકમાં, ખો-
ઈશ મારૂં નામ. ૬ જક્ષ કે વળી રાક્ષસી, કોઈ દેખશે તારી
કાય; ભક્ષ કરી જાશે તુને, તેનો શો ઉપાય. ૭ અબો-
લાએ મુજને સોંપીયો, હું શું કરૂં આ ઠાર; બુદ્ધિ ભ્રષ્ટ તું
કેમ થયો, મનમાં કરને વિચાર. ૮ એવાં વચન તેનાં સુણી,
બોલ્યો તે મુખે વચન; નવ જવાદે મુજને, તો પાડીશ મારૂં
તન. ૯ જીભ ખેંચી કહાડીને મરૂં, કે મારૂં પેટ કટાર;
જોયા વિના જવાનો નથી, મારે મરવું એકવાર. ૧૦ રાક્ષસે
મન વિચારીયું, આવી પડી મુજ શીશ; જે બનશે તે ખરી,
આપી રજા તે દીશ. ૧૧ તુજ કારણ મરશું અમો, શું
મુખ દેખાડીશું ત્યાંય; લખી હશે તે થશે, મુજ કીસ્મતમાંય. ૧૨

ચોપાઈ—એમ કહી આપી રજાય, પેઠો કુંવર તે બા-
ગની માંય; જીવ ગયેથી જે નવ ડરે, મન ચિંતવ્યું તે તો
કરે. સુવર્ણ તણી પ્રથ્વી તહીં, જરા રજને કચરો નહીં;
પુશ્પ ઝાડ તો અપરમપાર, કવી કહે શું કરૂં વિસ્તાર. દે-
વતાઈ ઝાડ દેવતાઈ ફુલ, શોભા ચીંતામણી સમતુલ્ય;
ઘણાં વૃક્ષ તે શોભા, માનશરોવર સરખી શોભા જાણ.
કોઈ રૂપા સરખા સહી, તેની શોભાનો પાર જ નહી; કોઈ
વૃક્ષે હીરા સરીખા ફુલ, ઘણું તેજ ઝળકે અમુલ્ય. કોઈ ઝાડ
ઉપર મોતીની ઝુલ, શોભા ચીંતામણી સમતુલ્ય; કોઈ ઝાડ
લીલમનાં સહી, તેના સામુ તો જોવાય નહી. કોઈ ઝાડ
જાણે હીરાની જોત, ફળ જાણે ઉદેકર ઉદ્યોત; કોઈ ઝાડ
શોભે બહુ સાર, ફળ જાણે રતન ઝળકાર. મેવા કેરા પા-
રજ નહી, દેવતાને દુરલભ સરવથી; પુશ્પ સુઘડ તેનો નહી
પાર, જોતો ચાલ્યો રાજકુંમાર. જોતો જોતો ચાલ્યો જાય,
આણંદ તેને અંગ ન માય; દીઠો દરવાજો તે ઠાર, સોનાના

થંભ રૂપાનાં દ્વાર. રતન જડીત તણુંછે કામ, ઘણી શોભા દીઠી તે ઠામ; બારી ઉઘાડી દીઠી નહીં, તે મધેથી ચાલ્યો વહી. કીધું પરમેશ્વરનું થશે, જોઉ આગળ બન્યું શું હશે; એમ વિચારી મુક્યો પાગ, વળી આગળ ચાલ્યો જોઇ લાગ. દીઠો ત્યાં એક સુંદર મેહેલ, તે આગળ સ્વર્ગપુરી શેલ; અમરાપુરી શીવપુરી કેરો ઠાઠ, વૈકુંઠપુરીથી સુંદર વાટ. દેવતાઇ કામ વિશ્વકરમાએ કીધ, ઘણી રચના વિધ વિધ જાણે કોટી ઉગ્યા ભાણ, એવા મેહેલ શોભે નીરવાંણ. ગુલબંકાવલી હોઝમા સાર, ફુવારા છુટે સેહેસહસ્ત્ર ધાર; તેની પાસે સુંદર તળાવ, પાળ તેની રતન જડાવ. તે મધે એક સુંદર ફુલ, શોભા ચીંતામણી સમતુલ; લાખ પાંખડી ખીલી રહી, તેની શોભાનો પારજ નહી. ગુલબંકાવલી તેનું નામ. કુંવરે નીશ્ચય કીધો આમ, એ શીવાય બીજી નથી; સીધ કામ થયું સરવથી, વસ્ત્ર ઉતાર્યા તેની વાર. પડ્યો જળમાં ન લાગી વાર, તોડ્યું ફુલ તે જતન કરી; આવ્યો બાહાર તે જળમાં તરી, વસ્ત્ર પોતે પરીધાનજ કીધ. પુષ્પ કેડમાં બાંધી લીધ, પછી તે મનમાં કર્યો વિચાર; હવે મેહેલ જોવું તે ઠાર, એવું પોતે વિચાર્યું મન. કામ મહારૂં થયું તે ધન, મહારા પીતા તે દેખતા થશે; ચડ્યું કલંક તે ઉતરી જશે, પ્રભુ રાખ્યો તેં મારો ધર્મ. મન થયું માહારૂં પ્રસન, ધન રાસક્ત ધન અમોલા નાર; મારૂં કાજ ઉતાર્યુંપાર.

દોહરા—જોઉ ચરચા સહુ મેહેલની. એમ વિચાર્યું મન; નીરભે થઇને પરવર્યો, ત્યાંથી તે ભીવન. ૧ ચાલ્યો મેહેલમાં ચતુરનર, મહા શોભા અપરમપાર; દેવ કામ ઝળકી રહ્યાં, તેનો કહું વિસ્તાર. ૨ બારણાં બાર સાખને બારીઓ, જાળી અટારી માળ; સોવરણ સ્થંભ ઝળકી રહ્યા, ચીત્ર વીચીત્ર વિશાળ. ૩ કામછે આરસપાહાણનું, જાણે જલહલ જોત; દિવસ રાત જણાય નહી, ઉદેકાર ઉદ્યોત. ૪ કવી

કહે શું વરણવું, મેહેલ સુંદર તે ઠાર; ત્રણ લોકમાં શોભા નથી, કેટલો કરૂં વિસ્તાર. ૫ પુરવ જનમ સાચે કરી, રાજકુંવર ત્યાં જાય; લખીત વાત મટે નહી, ભાગ્યે લખ્યું તે થાય. ૬ જોતો જોતો સઘળે ફરે, નથી ડરતો મનમાંય; જુવે છે રચના અતિ ઘણી, નીરખેછે રાજન. ૭ પશુપંખી કે માનવી, નથી નરને નાર; હાવી રચના કોને કરી, એમ કરે વિચાર. ૮ એમ વિચારી તે ચાલીઓ, ચડ્યો સાતમે માળ; રચનાછે અતિ ઘણી, તરેહ તરેહના ખ્યાલ. ૯ પુષ્પ નાના પ્રકારનાં, સુગંધનો નહી પાર; હીંડોળો હીરે જડ્યો, ત્યાં સુતી એક નાર. ૧૦ જાણે સશી ઝળકી રહ્યો, રંભા કુળ અવતાર; જાણે ચમકે વિજળી, આવ્યો માસ અસાડ. ૧૧ તેજ ઘણું તે નારનું, વાગ્યુ મોહનું બાણ; આંખે તમ્મર આવીયા, જોતાં નિરખ્યો ભાણ. ૧૨ મુરછા ખાઇ અવની પડ્યો, જાણે સુતો સેજ; વિનતા કાંઈ નથી જાણતી, ભરનીદ્રામાં છેજ. ૧૩

ચોપાઇ—હીંમત રાખી ઉભો સહી, વિનતાની શોભા શી તહીં; છુટીવેણ કુચપર લપટાય, જાણે મણીધરની શોભાય. પરવાળી જોઇ થયો મન ભંગ, તેથી અદકો ધરનો રંગ; ઝાંખી પડે તારા જોત, તેથી દંત ઝળકે ઉદ્યોત. અણી ભ્રગુટી ભાળ, મુખ કમળથી શોભા વિશાળ; કુચ સ્થળની ઉપમા ઘણી, જાણે શોભા નારંગી તણી. કદળી લજ્યા પામીને રહી, તેથી જંગા નાજુકછે સહી; ગુલાબ જોઈ લાગ્યો ડાઘ, તેથી પગની પાની લાલ. આભુષણ તણો નહી પાર, જોતાં ત્રપ્ત થયો રાજકુમાર; નખશીખથી નરખી છે નાર, નીસાસા મૂક્યા તેણીવાર. ક્યાંથી ભાગ્ય મારૂં ફળે, એવી નાર કેમ મુજને મળે; કદાચને જાગી ઉઠશે, કરે ક્રોધ તો જીવજ જશે. હું આવ્યો તે શું જાણશે નાર, માટે નીશાની મૂકુ આ હાર; એમ વીચારી ગયો તેણીભણી,

વીંટી ક્હાડી સ્ત્રી તણી, પોતા કેરી ધાલીદેહ, તેની શોભા નવ જાય કહી; છબી તેમાં પોતાની સાર, જેવું રૂપ તેવો આકાર, વીંટી તેમાં પોતાનું રૂપ, અદલાબદલી કરી ચાલ્યો ભુપ; પછી તજી ચાલ્યો તે ઠામ, આવ્યો જહાં ગુફા મુકામ. રાક્ષસે મનમાં કર્યો વિચાર, કેમ લાગી આવડી વાર; એટલે આવ્યો રાજકુમાર, રાક્ષસ હરખ્યો તેને ઠાર. દીઠો માનવી હરખ્યું મન, ઉચકીને તે ચાલ્યો વન; અબોલા આગળ મુક્યો જઈ, ઘણી ખુશાલી મનમાં થઈ. હશી મુખે બોલી વાણ, સુણો માનવી ચતુર સુજાણ; ગુલબંકાવલીનો જોયો બાગ, એવાં બચન બોલી તે જાગ. માતાજી તમારી કીરપા સાથ, આશા પુરી પડી મુજ માત; હરખ્યું અબોલા કેરૂં મન, તેડાવ્યા રાક્ષસ તેને દન. જાઓ સળંગ પુરો આ ઠામ, નહીતર જાશે આપણું નામ; બરાબર બોમીને કરો, પછે સુખે કરતા ફરો. રાક્ષસ વિદ્યા તેને શીખાર, પ્રથવીમાં પ્રથવી મળવી તે વાર; કરો મોજ તમો નરનેનાર, વઈભવ ભોગવો અપરમપાર. પછી તે સ્ત્રીને આપ્યું સુખ, ગયું તે વિનતાનું દુખ.

**દોહરા**—મનના મનોરથ પુરા થયા. ખુશાલી વાધી અપાર. પછે નરને સુખે માણ્યાં કીધો વાત વીચાર. ૧ ઘણી સુઘડ તે સુંદરી, રૂપે રતી સરીખી કાય; તેની શોભા ચોગણી; રૂપે સુંદર રાંય. ૨ જુગતે જોડુ નર નારનું; કરે વીનોદને રંગ; વઈભવ ભોગવે ઈંદ્રશ્ના, આણંદ બેઉને અંગ. ૩ પ્રાતઃકાળે ઉઠી કરી, જાંય અબોલા પાસ; દેખીને રીઝે ઘણું, પામે મન હુલાસ, ૪ ખોળામાં બેસાડે લઈ ડાબા જમણી નરનાર; જોઈ મુખ નર નારનું હરખે અપરમપાર. ૫ જે જોઈએતે હાજર કરે; કસી વાતે નહી દુખ; ખાય પીએ રંગે રમે, સદા ખુશાલી મુખ. ૬ એક સમે તે બોલીઓ, વીનતા પ્રતે વચન, માત પીતાને મળીએ જઈ, જો

માને તારૂ મન. ૭ તારા સજનને હું મળ્યો, તું પણ મળે પરાવાર; રાજ પાટ જઇને કીજીએ, ત્યારે સફળ થાય અવતાર. ૮ રાજ પાટ ભોગવ્યા તણી, ઇચ્છા છે મનમાંય, વીજોગ ટળે વાહાલા તણો, એમ મુખથી બોલ્યા રાય. ૯ મુવે છુટવાના નથી, કરમે કીધી હાણ; મનના મનોરથ ક્યાં પોચશે, કાળા ગ્રહની આણ, ૧૦ એવાં વચન શ્રવણે સુણી, સેમુદા બોલી વચન; ચીંતા મનની પરહરો; શીદ ધરો દુખ મન. ૧૧ ખુશી થયો તે રાજવી, કીધો ભોગ વીલાસ; રજની વીતી રંગમાં થયો તે પ્રાતુશ કાળ. ૧૨ અસનાન દાન ભોજન કરી સજ્યા શોભ શણગાર; નરનારી બેઉ આવીયાં અબોલા બેહી તે ઠાર.

ચોપાઇ—દીઠી નરનારીની દેહ, અબોલાને લાગો નેહ; ખોળામાં બેસાડી જોડ, દીઠું મુખને પામી કોડ, ઘણી કાન્તી છે રૂપ વીશાળ, આવ્યુ રાક્ષણીને વહાલ; દીપ વસ્ત્ર શણગાર સોળ, ચંદ્રવદની મુખ રાતાં તંબોળ. જાણે ઇંદ્રાણીનાં રૂપ, ગગનથી અવતરીયો ભુપ; તેવી શોભા નરની થઇ, ધણી રાક્ષણી મનમાં મેહી, માગો માગો નરને નાર, જે માગો તે આપુ આ ઠાર; વચન તમારૂ મોથ્યા નવ કરૂ, જે માગો તે હાજર ધરૂ. ચંદ્ર સુરજને માગો તમો, તો તો આણી આપુ અમો; ઘણું મને આવ્યું વહાલ. માગો તે આપુ તતકાળ. તેવારે સેમુદા બોલી વચનહસી કરીને તે દન; માના માગતાં આવ્યાં નરનાર, વચન આપોતો માગુ આ ઠાર. સત્ય વચન આપો કર ધરી, જે માગો તે આપુ દીકરી. રખે શરમાતાં નરને નાર, ઇચ્છા હોય તે માગો આ ઠાર; એવાં વચન અબોલાનાં સુણી, સેમુદાએ વાણી ભણી; અમો નરનારી કેરી જોડ, માત પીતા મળવાના કોડ. કુટુંબ પરીવારનાં જોઇ મુખ, તો તો થાય માતાજી સુખ મુજ સ્વામી ઝુરે રાતને દન, માત પીતા મળવાનું મન. માટે રજા

જો આપો માય, તો તો કુટુંબ મેળાવા થાય; એવાં વચન
બોલી તે સાથ, ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ. મુજને
વચને બાંધી કરી, એ શું વાણ મુખે ઓચરી; કેમ વાળીશ
મહારૂં મન, કેઈ પેરે જશે મહારા દન. તારો વાંક નથી લ-
ગાર, તારા સ્વામીએ શીખવ્યું આ હાર; મેંતો એને સોંપી
તુને, એણે દગો દીધો મુને, વચન મારૂં મીથ્યા ન કરૂં. તારે
વીજોગે નીશ્ચે મરૂં; એમ કહી રાક્ષસી રહી, ત્યારે કન્યા બો-
લી તહીં, માતાજી હુંતો તારી બાળ, બાળપણાથી રાખોછો
વહાલ; વસ્ત્ર આભુશણ ને પાન, સોળ વરસની કીધી ની-
ધાન. સુંદર સ્વામી પરણાવ્યો મુને, સઘળો ઓરાખો વીત્યો
તુને: હવે સફળ જનમારો થાય, જો વસ્તીમાં જઈએ માય.

દોહરા—એવાં વચન કુંવરીનાં સુણી. હરખી અબોલા
મન; જાઓ નરને નારી તમો, મળો કુટુંબ સાજન. ૧ વસ્ત્ર
આભુશણ આપીયાં, શણગાર આપ્યા બહુ ત્યાંહ; જુવે મુ-
ખ નરનારનું, રાક્ષણી રીઝી મનમાંહ. ૨ એકેક વાળ પછી
આપીયો, પોતાના શરીરનો જેહ; કદાપી દુખ તમે પામશો,
હું જાણીશ મહારી દેહ. ૩ અગ્નિ ઉપર તમે બાળજો. કદી
પડે કાંઈ દુખ; તે વેળા જાણ મુજને થશે, અમો આવીને
કરીશું સુખ. ૪ અઢાર હજાર રાક્ષસ લઈ, આવી પહોંચીશ
હું ત્યાંય; તારા દુશ્મનનો પરાજય કરીશ નીશ્ચે જાણો મ-
નમાંહ. ૫ એમ કહીવળી તેડીયા, બે રાક્ષસ તેણીવાર; આ-
વી ને ઉભા રહ્યા, કરયા દંડ જુહાર. ૬ આ નરનારીને
લેઈ કરી, ઉડો ગગન મોઝાર; એ કંઠે ત્યાં મુકો જઈ, પાછા
આવજો આ ઠાર. ૭ કદાપી એ દુખ પામશે, વાંકો થાશે
વાળ, તો તો મારી નાંખશું, આણીશ બેઉનો કાળ. ૮ પત્ર
લખાવી લાવજો, એમના હાથનો અહીં; એમ કહીને વીદાય
કરયા, રાક્ષસને સહુ તહીં. ૯ રાક્ષસ વાટે વીનવે, ભાઈ
કીયુ તમારૂં ગામ; ત્યાં જઈ ઉતારીએ, એમ બોલ્યા કરી

પ્રણામ. ૧૦ રાજકુંવર ત્યારે બોલીયો, ફરદ શેહેર મોઝારે; ત્યાં જઈ મુકો મને. તો પોહોચે મનની આશ. ૧૧ ચાર ઘડીમાં મુકીશું, એમ કહીને ઉડી જાય; આવી પોહોંચ્યા પલકમાં, જ્યાં લાખાંની ત્યાંય. ૧૨ તે શેહેર સમીપે જઈ રહ્યા, દીઠા મેહેલ આવાસ; કીયો મેહેલ છે તમ તણો, ઓળખો આણી હુલાસ. ૧૪ નવ ટુંકા મેહેલ છે લાખાં તણા, ઓળખ્યા તેણે ઠામ; રાજકુંવરે દેખાડીયાં, ઉતારચા તરત તે ઠામ.૧૫ નરે નારીને મુકીયાં, મેલીયાં મેહેલની માંહ. રાક્ષસ બેઠા બારણે નવ ઓળખે તેને ત્યાંય.

ચોપાઈ—એઉ ગયા મેહેલની માંય, લાખી ગુણકા બેઠી ત્યાંય; દીઠુ રાજકુવરનું મુખ, ગયુ દોહલું તેનું દુખ. જાણે અંધ પામ્યો લોચન, તેવી ખુશાલી વાધી મન; દંડવત કરી નામ્યું શીશ, સફળ જન્મ થયા આ દીસ. મોતીની થાળે વધાવી કરી, ઓવારણાં લીધાં સું દરી: સાજ્યા સોળે શણગાર. આવીને પાસે બેઠી નાર. વિગત વાત પુછી તે ઠાર. સંક્ષેપે કોહ્યા વીસ્તાર; લાખો પુષ્પ આલો નાર, એ પણ છે રાજાની કુમાર. લાખો તે વારે રીઝ્યો ગન, રાજ કન્યા શું બોલી વચન; આપણ બાપ્યો સહીયર થયાં, દુખ દોહલાં સઘળાં ગયાં. ખાશુ પીશુ ને રેહેશુ પાસ, પ્રભુએ પુરી મનની આશ; મળી બેઠાં રહી બેઉ પાસ, રાજકુવર ગયા જ્યાં દાસ. કાગળ લખ્યોને આજ્ઞા તહી, દેશ હમારે પોતા સહી; કશી વાતે દુખ પામ્યા નથી, એમ લખી આપ્યું સરવથી. માગી શીખ ને નિકળ્યા સહી, અબોલાને જઈ મળ્યા તહી; મુખ જુબાની સઘળી કહી, કાગળ કરમાં આપ્યો લઈ. એ વાતનો અહીંથી રહી, રાજકુવર શું કરેછે તહી; હાશ્ય વીનોદને કરે વિલાસ, ડાબ જમણી બન્યો પાસ. સાત દિવસ રહી તે ઠાર, લાખીશું બોલ્યા તે વાર; સીરકસ્તાન જાશું સરવથી, અહીંયાં રહ્યાની

કાંઈ શોભા નથી. મુજ પીતાનું કરવું કામ, દેખે આંખેતો થાયે મુજ નામ; માટે તઈયારી કરવી સહી, પાણી પીવાને રેહેવું નહિ. લાખીએ વચન ચડાવ્યું શીશ, ઉઠી તે વેળા તે દીશ; માલ ખજાનો ધન ભંડાર, ચડાવ્યુ સરવે વાહાણ મોઝાર. સીરકસ્તાન જાવા તઈયાર, સામાન સરવે કાહાડ્યો બાહાર; રાજકુવરી બેઉએ સાર, વાહાણમાં બેશી જાઓ તે ઠાર. હું પગવાટે આવીશ તહીં, એવી વાણી વીનતાને કહી; એવી વાત કરે તે દીશ, દરવાને જઈને નામ્યું શીશ. કેદી લાચાર રાજાના બાળ, તે કેહેછે હમારા શા હાલ; જે ફરમાવો તે કીજીએ, જીવતદાન અમને દીજીએ. એવી વાણી લાખીએ સુણી, મુખ થકી તેને વાણી ભણી; સમાચાર રાજાને કહું ત્યાર પછી તમને જનવારીશ.

દોહરા—એવાં વચન લાખીનાં સુણી, ગઈ રાજાની પાસ; કરજોડી કરી વીનતી, કરી વાણી પ્રકાશ. ૧ ભાઈ તમારાછે કેદમાં, તેને કાહાડોની બાહાર; તમને જેમ મનમાં ગમે, તેમ કરો આ ઠાર. એવાં વચન [illegible] સુણી, તેડ્યા સભાની માંહ; ચાર જણા આવી કરી, કર જોડીને ઉભા તાંહ. ૩ પુન્ય તણા પ્રતાપથી ભાઈ તમે જીત્યા જાણુ; પરોપકાર તમો કરો, ઉગારો હમારા પ્રાણ. ૪ તમ વિના મુકાવનાર કો નથી, નવ ટળે હમારૂ દુખ; એમ કહી ને ટળવળ્યા, કરોની હમને સુખ. ૫ તમો લાખીને જીત્યા, માટે કરો પરમારથ કામ; કાળાગ્રહથી છોડાવીએ રાખી હમારી મામ. ૬ કર જોડી ને કરગરે, આ બંધીથી મુકાવો ભ્રાત; ગુણ તારા ભુલું નહિ, લઈએ લાખેણી વાટ. ૭ એમ કહીને રૂદન કરે, ત્યાર દયા આવી મન; મન થકી ત્યારે બોલીયા, હશી કરી રાજન. ૮ તમેતો ચારે હારિયા, ગુલામ થયા આ ઠામ; હવે કઈ પેરે છુટશો, કેમ પોચે મનની હામ. ૯ નામ ગુલામ તો નહિ ટળે, લોની

કપાળે છાપ; પગમાં નીશાની જોહા તણી તો મકુ જીવતા આપ. ૧૦ ત્યારે ચારે જણા કરે વિનતી, અમો રાજાના છઈએ તન; કુળને આપણ લાગી ઘણી, આપ વિચારોની મન. ૧૧ ત્યારે રાજા બોલીઓ, દો જંગા ઉપર ડાહામ; તે વાત કોઈ નવ જાણશે, મુકી દેઉ આ ઠામ. ૧૨ નીશાની કીધા વિના, કોઈ નવ મુકે ગુલામ; કબુલ કરો મુજ વાતને, તો મુકી દેઉ આ ઠામ. ૧૩ ત્યારે ચારે જણે વિચારીયું, કોઈ નવ જાણે પેર; ગુલામ ડાઘ દેવડાવીએ, જઈએ આપણે ઘેર. ૧૪ એમ વિચારી મન વિશે, કબુલ વાત તે કીધ; મોહોર એક કીધી સહી, કોરો લેખ લખ્યો તે શીધ. ૧૫ જંગા ઉપર મારીયો, ચીસ પાડી બહુ તહીં; પછે આસનાવાસના કરી, તેને રજા આપી તે સહી. ૧૬

ચોપાઈ—ત્યાર પછે આપી રજાય, ખુશી થાય છે મનની માંહ; ભાઈ જાણી આપીયા શણગાર, દીધાં આભુષણ વસ્ત્ર અપાર. લાખ લાખ રૂપઈઆ આપ્યા સહી, વિદાય કરેચા ચારેને તહીં; વિનતા માલ વળાવ્યો જાણ, સીરકસ્તાન ભણી નીરવાણ. પોતે લીધું જોગીનું રૂપ, પુષ્પ લઈને ચાલ્યા ભુપ; ચાર જણા તે વાટે જાય, તેની ચરચા જોતો ત્યાંય. લાખ લાખ રૂપઈઆ સહુ પાસે રોક, શમીઆ તેના મનના શોક; એક એકસો રાખ્યા ત્યાર, સજ થયા તે રાજકુમાર. તેની પછવાડે ફકીરજ પળે, તેની વાત કોઈએ નવ કળે; મુકામે બેઠા પાણી પાસ, કરે વાત આણી હુલાસ. ફકીર ત્યાં આવિયો સહી, ચારે કરી સલામજ તહીં; આવો બેસો તમો આ ઠામ, કયાંથી આવ્યા કીયે જાશો મુકામ. સાચી વાત અમને કહો, ફકીર બોલ્યો તે લહો; રહેવું અમારે વન મોઝાર, રજની રાત રેહેશું આ ઠાર. કંદમુળનો હારજ થાય, જઈશું જંગલ વાહાણા માંહ; તમો કયાંથી આવ્યા ને કયાં જશો, કોણ જાતને કયાં તમે

વસો. રાજવંશીના સરખી કાય, શું ધારી નીકળ્યા મનમાંહ; ચાર જણ વિચારજ કરે, ફકીર પ્રમાણે વાણી ઓચરે. પોતાની હકીકતની કહી વાત, ફકીર સમજ્યો મન સંઘાથ, મળ્યા વનમાં ચારે સહી; ફકીર પ્રતે વાણી કહી, અમને તે ફુલ મળ્યું નહિ. પાછા ફરી ઘેર જાશું વહી.

દોહરા—જુઠી વાત કરો તમો, જુઠો કરો હંકાર; આપ વખાણ જે નરે કરે, તે મુરખનો સરદાર. ૧ મુલક મુલક ફરયા તમો, તમ વિના ચતુર નહિ કોય; તે સાચુ જો જાણીએ, તો ફુલ દેખાડો સોય. ૨ લબાડ વાત બોલો તમો, વળી મનમાં ધરો હંકાર; એ બોલવું તે મુરખનું, ચતુર કરો વીચાર. ૩ બંકાવલીનું પુષ્પ મુજ કને, કેમ આવે તમ હાથ; એમ કહીને દેખાડીયું, અચરત પામ્યું સઉ સાથ. ૪ એમ કહીને કહાડીયું, જુવેછે સઘળા લોક; એ સાચુ કેમ માનીએ, સાચુ જુઠુ ફોક. ૫ એમ કહીને તેડીઓ, એક અંધ જતોતો વાટ; આ નરને કરો દેખતો, તો સાચી માનીએ વાત. ૬ નહીતર તમો ધુતારા સહી, જુઠા કેરી જાત; થાય અંધ જો દેખતો, નિશ્ચે સાચી વાત. ૭ આંખડી માંહે અંજન કરયુ, પાંખડી પુષ્પની એક; ફાટી પડળ ઉઘડી ગયું, ને રહ્યો તેનો ટેક. ૮ ઘણા વરસની ખોડ હતી, તે સારાં થયાં લોચન; ફકીરને ચરણે નમ્યો, હરખ ધરીને મન. ૯ જીવતદાન જાણે આપીયું, ને ટાળી હમારી ખોડ; એમ કહીને કરી વિનતી, નમેછે બેઉ કરજોડ. ૧૦ અચરત પામ્યા ચારે જણા, નિશ્ચે એતો વાત; મારી કરી ને લીજીએ, અથવા કરીએ ઘાત. ૧૧ એમ કહીને ઉઠીયા, ગ્રહી નગન તલવાર; એ ફુલ અમને દીજીએ, નહિતર મારૂ આ ઠાર. ૧૨

ચોપાઈ—એમ કહીને ઉઠ્યા જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ; ખુશી થઇને અમને આલ, નહિતર આવ્યો

તારો કાળ. આપો તો જાવા દેઈશું, નહિતર મારીને લઈશું;
ત્યારે પસ્તાયો પોતે તે દીશ, વગર સમજ્યું કરયુ એ ઇસ.
બધી ચતુરાઈ મહારી ગઈ, મેતો ફુલ દેખાડયું લઈ; માટે
લખી વાત મટવાની નથી, હજુ દુખ કેટલું સરવથી. મુજ
પીતા કેરૂ તો દુખ જશે, દેખાશે આંખે ને સુખીઆ થશે;
પાછો પ્રભુએ દુખમાં નાંખીઓ, જસ મહીમા તેને વાધીયો.
અંતે ધરમ તરવાનો સહી, ન આપુ તો મારે અહો; એમ
વીચારયું મનમોઝાર, આપ્યુ ફુલ નવ લાગી વાર. શા
સારૂ મારોછો તમો, લોની ફુલ આપુછું અમો; ગુલબંકાવળી
તણા છે બાગ, લાખો ફુલ છે તેની જાગ. તમારે મન
અમુલખ સરવથી, અમારે મન તો કોડીનું નથી; એમ
કહીને આપ્યુ હાથ, ચાર જણા હરખ્યા મન સાથ. મુકી
ફકીરને ત્યાંથી વળ્યા, પોતાને દેશ સમીપે પળ્યા; કુચ મુ-
કામે ચાલ્યા જાય, આવ્યા સીરકસ્થાનને માંય. નગર મધે
વધામણી ગઈ, કુવર રાયના આવ્યા સહી; ઓસીગણ પો-
તાને થઈ, જલદ રાજા હરખ્યો તહીં; ઉઠયો તે વેળા તે
દન, પુત્રનું મુખ જોવા થયો પ્રસન. જે વેળા જો
મુખ, તે વેળા ટળે મારૂ દુખ. એમ વીચારી મનમોઝાર,
અસવારી કીધી તઈયાર; ગામને બહાર જઈ સભા કરી,
અરાઢે વરણ આવીને અડી. અમુલખ વસ્તુ લાવિયા, તે
જોવાને સહુ આવીયા; ઘણી ખુશાલી અપરમપાર, ચારે
કુવર આવ્યા તે ઠાર. દંડવત કરી લાગ્યા પાય, રાજાએ
ચાંપ્યો રૂદીયા માંહ; પુછે હકીગત રાજા તહીં, સંક્ષેપે વિ-
સ્તારી કહી. મહા દુખથી આવ્યા છીએ અમો, શું વિસ્તારી
કહીએ તમો; એમ કહી મુકયું તે ઘડી, સહુને વાતતો અ-
ચરત અડી. વખાણ કરે સહુ તે વાર, ધન ધન તમારો
અવતાર; તમ વીના કોણ કરે કામ, બત્રીશ લક્ષણું ત-
મારૂ નામ. ત્યારે ચારે કુંવર બોલ્યા તહીં, અમો ગયા જો

લાવ્યા સહી; બીજો કોઈ લેવાને જાત, તો નીશ્ચે પામત ઉતપાત.

દોહરા—એમ વખાણ સઉનાં સુણી, ને ચારે હરખ્યા મન; તે ફુલમાંથી કાહાડી પાંખડી, મેહેલી તેણે દન. ૧ અંજન કીધુ આંખમાં, પોતાના પીતાય; નેત્ર પડદો ફાટી ગયો, થયો દેખતો રાય. ૨ અંધ તે લોચન પામીઓ, તેથી બીજુ શું સુખ: દાન પુન્ય કીધાં ઘણાં, ભીક્ષકની ભાગી ભુખ. ૩ કંચન મેહે વરસાવતો, પાછો વાળ્યો પુરમાંહ; ચારે પુત્ર મુખ આગળે, શોભા કહી નવ જાય. ૪ કોઈ વધાવે મોતીડે, કોઈ પુષ્પેરે વિશાળ; ઘેર ઘેરથી લે વારણાં, નાના મોટી નરનાર. ૫ છત્રીશ વાજાં વાજી રહ્યાં, બોલે બંદીજન ભાટ, જયજય જશ બોલે ઘણા, નહિ કોઈને ઉચાટ. ૬ વાજતાં ગાજતાં આવીયા, પોતા તણે મુકામ; ખુશાલી વાધી સરવને, મુખથી બોલ્યા તે ઠામ. ૭ ફરી લોચન મુજને આપીયાં, પરમેશ્વરે બીજી વાર; તે પ્રતાપ મહારા પુત્રનો, સફળ કરયો અવતાર. ૮ નેત્ર સમાન બીજુ નથી, ઘણી ખુશી મુજ મન; હવે ખાઓ પીઓ ખુશી કરો, નગર મધે સઉ જન. ૯ એક વરસ લગી રહી, કોઈ નવ કરે વણજ વેપાર; ખાન પાન ને રંગ રાગ, કરે સઉ નરને નાર. ૧૦ ધન ભંડાર ભરાવીયા, ગરીબ લોકને ઘેર; આઠે પોહોરને સાઠે ઘડી, મોજ કરે બહુ પેર. ૧૧ ખુશાલી વાધી ઘરે ઘરે, વાજે ઢોલ મરદંગ; ખાઅ પીએને મોજો કરે, આણંદ સઉને અંગ. તાજલ મુખ પાછો દુખી થયો, તે રહ્યો વન મોઝાર; હવે ગુલબંકાવળી જાગી ઉઠી, હું તેનો કહું વીસ્તાર. ૧૩

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી, બંકાવળીની શી ગત થઈ; તે પેહેરી વસ્ત્ર નીકળી બહાર, આવી હોજ બ- રયો તે ઠાર. મુખ પખાળવું હેતજ કરી, વેણુ છુટી છે

સુંદરી; નજર પોતાની હાથ ઉપર ગઈ, વીંટી પોતાની ક-
રમાં નહિ. મુદ્રીકા કોઈ નરની સહી, અચરત વીનતા મનમાં
થઈ; આતે કારણ શું કીરતાર, કોણ પુરૂશ આવ્યો આ
ઠાર. એટલી ચોકી વીંટાવી કરી, કો નર આવ્યો હીમત
ધરી; એમ વીચાર કરે મનમાંહ. ગઈ નજર તે તળાવછે
ત્યાંય. તેમાં જુએતો ફુલજ નહિ. ચારે દીશાએ જુવે તહિ;
અચરજ સરખું થયું આ ઠામ, કોણે કરચુ તરકરનું કામ.
તે નરે પીધુ અમરનું પાન, નીર નાંખી ગયો તે ઠામ; દેવ
દાનવથી નવ અવાય, ઘણી વીમાશણ મનમાં થાય. ધન
ધન તેની માતાની કુખ, તે નર જોઈ ગયો મુજ મુખ; નગ્ન
જોઈ તેને મારી કાય, મેં નિશ્ચે કર્યું છે આંય. પુષ્પ
પેમલ તેણે સંગ લીધ, ગયો કામ પોતાનું કરી સીધ; નખથી
તે માથે નીહાળી ગયો, હવે શો ઉમેદ તે નરને રહ્યો. નીંદ્રા
વશમાં મેં જાણ્યું નહિ, ગયો વીંટી બદલી તહીં; અધર ની-
હાળી ગયો મુખ, વળી જોઇ હશે મુજ કુખ. કુચ ઉપર
મુક્યો હશે હાથ, નીહાળી હશે મારી જાત; વરત ભંગ
કુંવારીનું કરચુ, હવે બીજો ચીંતે કેમ ધરૂં. માટે તે નર
સાથે વરૂં, નહિ મળે તો નિશ્ચે મરૂં; તે નર મુજ પ્રાણ
જીવન આપ, અવર બીજા ભાઇને બાપ. માનવની બુદ્ધી
આ ઠાર, તે વીના બીજા કોણ આવનાર; એમ વીચાર્યું
પોતે મન, એક સહસ્ર પરી તેડી તે દન. સરવે આવીને
ઉભી જાણ, ત્યારે ક્રોધ કરીને બોલી વાણ; તમે શું ચા-
કરી મારી કરી, ફુલ અહીંથી કોઇ ગયો હરી. તે નરને
લાવોના નાર, નહોતર મારી નાંખીશ આ ઠાર; અઢાર
હજાર રાક્ષસ અધીપતી, તે સાથે બોલી વીનતી. તમે શું
રક્ષા કરી આ ઠામ, ખોઈ નાંખ્યું મુજ પીતાનું નામ, બા-
ગનું ફુલ લેઈ ગયો સહી; પીતાને જવાબ શો દેશો તહીં.
માટે સોધી કાહાડો તતકાલ, લઇ જનારાના જોઇ હવાલ;

એક સહસ્ત્ર પરીશું બોલી વાણ, શોધી લાવો નહીં તો ખોશો પ્રાણ. એ રીતે સમકાવ્યા સહી, સૌને રીસ ચડીછે બહુ.

દોહરા—રાક્ષસ સઘળા કોપીયા, કોણે કર્યું એ કામ; અપકીરતી થઈ જગતમાં, બોળ્યું આપનું નામ. ૧ ખોળ કરાવી અતિ ઘણી, મોકલ્યા રાક્ષસ દસવીસ; પકડી લાવે ચોરને, તેનું છેદાએ શીશ. ૨ હજાર રાક્ષસ દોડીયા, કોઇ ગંગાને પટવી જાણ; પાહાડ પરવત જંગલ સહી, શોધી વળ્યા નીરવાણ. ૩ ઘણા મુલક શોધી વળ્યા, પણ નવ લાગી ભાળ; નીરાશ થઇ સઉ આવીયા, દેખીતા વિકરાળ. ૪ નામ નીશાંન જાણ્યું નહી, તે કેમ આવે હાથ; નીરાશ થઇ બેઠા સહી, રાક્ષસ કેરો સાથ. ૫ ઠામ ઠેકાણું તેનું મળે, તો શોધી કહાડીએ ગામ; મારી સાંમાં લાવીએ, પાછું ફુલ આ ઠામ. ૬ એમ કહીને કળકળ્યા, કોણ પુરૂષ એ સોય; સઉનું મુખ ઉડી ગયું, કારણ ન કળે કોય. ૭ સહસ્ત્ર પરી શોધી વળી, જોયા મુલક અપાર; થાકીને આવી સઉ, બંકાવળી જે ઠાર. ૮ કરજોડી કરી વીનતી, જોયા પાહાડને વન; વસ્તી જોઇ બીજી ઘણી, શું કહું મુખે વચન. ૯ ગુલબંકાવલીએ વીચારૂં, મારે કરવું એ કામ; ભેદ પરપંચ કર્યા વિના, કેમ મોહોચે એ હામ. ૧૦

ચોપાઇ—માનવ લોક જોઉ સરવથી, તેની બુધીનો પારજ નથી; માટે જોઉ ત્યાંના લોક, કદાપી સમશે મનના શોક. એવું મન વિચારી કરી, ઉડી સમુદર પરવરી; ઉતર દિશાનો જોયો દેશ, બદલી કરી પોતાનો વેશ. જોતી જોતી તે પછે ગઇ, તોએ ભાળ તો લાધી નહી; અનેક વેશ પોતાના કરી, નગરી બાધી જોતી ફરી. પસ્ચિમ દેશ નિહાળે સરવ, નીરાશ થઇ મુક્યો મન ગરવ; ત્યાં થકી નવ જડી ભાળ, પછી દક્ષીણ ઉતરી તતકાળ. અનેક રૂપ કર્યાં પ્રકાશ, જોયા દેશ આણી હુલાસ; બાગ બગીચા મેહેલ અ-

વાસ, કોઈ સ્થાનક નવ પહોંચો આશ. વાયુ રૂપ તેને શી વાર, લીધો દક્ષણ દેશનો પાર; નીરાશ થઈ ત્યાંથી પરવરી, પુરવ ભણી તેતો સંચરી. બુદ્ધી પોતાની કરે પ્રકાશ, જોવા લાગી તે ચોપાસ; ઘણા દેશ જોયા સરવથી, તોએ ભાળ કાંઇ જડતી નથી. ત્યારે મનમાં થઇ નીરાશ, અરે દઇવ નથી પોહોચતી આશ; એમ કહી ચાલી જેટલે, સીરકસ્તાન આવી તેટલે. જોવાને લાગી તે ગામ, ઘણી શોભા છે ઠામેઠામ; ઘેર ઘેર વાગે ઢોલ મરદંગ. રાગ આપે નવલા રંગ. ખાનપાન થાય અપરમપાર, જોતાં અચરજ પામી નાર; ઘણા મુલક જોયા સરવથી, પણ આવી ખુશાલી કાંઈ નથી.

દુહા—તે નગરમાં સંચરી, ધરી મરદની કાય; પુછવા લાગી લોકને, શો હરખ છે પુરમાંય. ૧ ઘેર ઘેર રંગ રચી રહ્યો, હરખે સઉના મન; આભુષણ સરવે સજ્યાં, શુંછે દીવાળીના દન. ૨ એવાં વચન શ્રવણે સુણી, બોલ્યા તે પુરના લોક; નીત દીવાળી આ દેશમાં, નથી કોઇને મન શોક. ૩ રાજા હમારાનાં નેત્ર ગયાં, નથી કાંઈ તેનો ઉપાય; હકીમ એક બોલ્યો તહીં, ભરી સભાની માંય. ૪ ગુલબં-કાવલી પુષ્પ મળે સહી, અંજન કરે જો રાય, સો વરસનો અંધ હોય જો કદી, તરત દેખતો થાય. ૫ એવાં વચન તેનાં સુણી, ખોળ કરાવી અપાર; કાંઇ ભાળ લાગી નહી, દીલગીર થયો તે રાય. ૬ એના પુત્રછે ચારે પ્રાક્રમી, તેણે કરી સલામ; જંગલ જંગલ તે ભમ્યા, લાવ્યા ફુલ આ ઠામ. ૭ અંજન કીધુ આંખમાં, થયો દેખતો રાય; ખાપણ ટળીયું આંખનું, આનંદ અંગ ન માય. ૮ પ્રથવી પતી ઘણું રીઝીઓ, બોલ્યો મુખે બોલ; એક વરસ લગી સહુ મેદની, ખાઓ પીઓ કરો કલ્લોલ. ૯ ખજાના આપ્યાછે ગ-રથના, જેને જોઇએ તે ખાય; નીત દીવાળી સર્વને, આ-

નદ અગ ન માય. ૧૦ એવાં વચન તેનાં સુણી, હરખી બકાવલી મન; ધનધન ભાગ્ય માહરૂં, ધન આજનો દન. ૧૧ સફળ જન્મ માહરો થયો, મળી નીશાની આ ગામ; ફુલ તણા એ તસ્કર સહી, મુજને મળીયો આ ઠામ. ૧૨ પ્રસન થઇ મનડા વિષે, ગઇ શેહેરની બહાર; આગળ જળછે નદી તણું, ઉતરીયા તેને ઠાર. ૧૩ જળ ક્રીડા વનતાએ કરી, શુધ કર્યું શરીર; અદભુત કર્યું નરે તણું, જાણે કોઇ બાવનવીર. ૧૪ દેવતાઇ વસ્ત્ર અંગે ધર્યાં, સજ્યાં ત્યાં શોભતા સોળ; મરાઠી પાઘ મુસ્તક ધરી, મુખે રાતાં તંબોળ ૧૫ સ્વરૂપ પ્રકાસ્યું પોતા તણું, નરે તણીકરી કાય; કોઇ દ્રષ્ટે જોઇ નવ શકે, ઝળકારે આંખ મીચાય. ૧૬ કેડે કટારી વાંકડી, શોભે ધનુંશને બાણ; શોભાથી આવી પુર વિષે, ચતુરા ચતુર સુજાણ. ૧૭

ચોપાઇ—જોઇને હરખ્યા સઉ લોક, જે દેખે તેના સમાય શોક; ઘણી સકોમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરેજ જેખવાય. એવું કારમું કીધું રૂપ, જે દેખે તે હરખે ભુપ; નર નામે મુકયા હંકાર, એ કોઇ દેવાંશી અ તાર. સ્ત્રિ દેખી કામાતુર થાય, ધન ધન એ નરની કાય; શોભા તણું એછે સુખ, એવું રળીઆમણું શોભે મુખ. એમ મોહ પામ્યું બધું ગામ, ફરેછે પુરમાં ઠામોઠામ; જે દેખે તેનું મનચળે, તેની પાછળ નરનારી પળે. ખબર રાજસભામાં થઇ, તખ્તપર બેઠા તે તહીં; અરજ બંગીએ કરી સલામ, માંડી વાત કહી તે ઠામ. કોઇ પુરૂષ આવ્યો નગરી માંહ્ય, તેની શોભા કહી નવ જાય; જાણે ઇંદ્રાસનનો ભુપ, ધરી આવ્યો માનવનું રૂપ. તેની શોભા કેહેવાતી નથી, તે સમાન કોઇ પ્રથવીમાં નથી; ઘેલાં કીધાં સઉ નરનેનાર, જોવા મળી સઉ હારોહાર. અરજ બંગીનાં સુણી વચન, જલદ રાયનું હખ્યું મન; તે પુરૂષને બોલાવો અહીં, એવી મુખથી

વાણી કહી. ધણી સ્વરૂપ છે રૂડી કાય, જોઇએ તેને લાવો આંહ્ય; વજીર મોકલ્યો તેને ઠાર, માન દેઇને લાવો આ વાર. ઉઠ્યો વજીર નામીને શીશ. આવ્યો બજારે ભણી તે દીશ; કરી સલામ ને જોડ્યા હાથ, પછે વાત કરી તે સાથ. ધન ભાગ્ય ધરતીનું સહી. તમ સરખો નર આવ્યો અહી; પ્રસન થયુંછે બધું ગામ, ભલે પધાર્યા આણે ઠામ. રાજસભામાં ચાલો સહી, રાજા મળવા ઇછે તહીં; મુજને મોકલ્યો તેડવા કાજ, ચાલો સભામાં જ્યાં માહારાજ. દીન વચન વજીરનાં સુણી, બંકાવલીએ વાણી ભણી; શાને દલગીર થાઓ તમો, ચાલો સભામાં આવું અમો. એમ કહીને ચાલ્યો ત્યાંય, વજીર તણી ઝાલીછે બાંહ્ય; રાજ સભામાં ઉભા જઈ, જોતાં ખુશાલી સહુને થઈ. રાજાએ દીધું સનમાન, મુખવાસ આપ્યાં બીડા પાંન; કોણ દેશ નીકળ્યા શાકામ, કોણ જાતને શુંછે નામ. ત્યારે બંકાવલી બોલી તે ઠામ, મગરગ શેહેર અમારૂં નામ; સોદાગર કેરો હું તન, પુષ્પશેન મુજ નામ રતન. ઉમેદવાર ચાકરીનો સહી, દાણા પાણી ત્યાં રેહેવું જઈ; સુણી વાતને હરખ્યો રાય, મારી પાસ રેહો ભાઈ આંય.

દોહરા—જલદ મુખે બોલીયો, ભાઇ રેહો અમારે ઘેર; મન ગમતો મહીનો લ્યો. મોજ કરો બહુ પેર. ૧ મારી પાસે બેશી રેહો, નવ કરવું હવે કામ; ખાઓ પીઓ સુખ ભોગવો, આવો આપ મુકામ. ૨ એવાં વચન સુણી રાયના, બંકાવલી રીઝી મન; રાજ સભામાં નીતે રહું, કબુલ કરેલું વચન. ૩ ભાગ્ય મળી મને ગામમાં, મળશે મારો ચોર; હીમત રાખીને રહું, પુરા થઈ આ ઠોર. ૪ નાશાં પડી તેણે સમે, બેઠા સભામાં રાય; ચાર પુત્ર પેલા આવીયા, પડ્યા પીતાને પાય. ૫ ચુંબન દઈ ચાંપ્યા રૂદે, બેસાડ્યા લઈ પાસ; સભા સહુ જોઈ કરી, પામી મન ઉલાસ. ૬

ત્યારે બંકાવલી ઓચરો, ધનુશ ધર્યુંછે જે નામ; કોણ પુરૂષ એ કોણ તણા, કેમ આવ્યા આ ઠામ. ૭ ત્યારે સભા સઉ ઓચરી, એ રાજાજીના તન; ગુલબંકાવલી ફુલ લાવીયા, કર્યાં દીન લોચન. ૮ એવાં વચન શ્રવણે સુણી, જોયાં નરેનાં મુખ; પરીક્ષા કરી તે નર તણી, પામો મનમાં દુખ. ૯ મુરખના સરદાર એ, બુદ્ધી હીણ અપાર; મુખ જોતાં કીમત કરી, ક્ષણું માત્રમોઝાર. ૧૦ એ નર તણો શો આશરો, તે નર બાવનવીર; ધનછે તેની માતને, જેણે જોયું મુજ શરીર. ૧૧ તે નર તણા એ ચોરછે, દગો તે સાથે કીધ; ફુલ લીધું તે પાસથી, જસ જગતમાં લીધ. ૧૨ ભાળ તેની મળશે અહીં, એમ વિચાર્યું મન, પ્રભુજી આશા પુરશે, સમરથ જગજીવન. ૧૩

ચોપાઈ—એ વાત તો અહીંથી રહી, તાજલ મુખની શી ગત થઈ; ફુલ ન રહ્યું પોતાની પાસ, છેક થઈ બેઠો નિરાશ. મેહેનત મારી મીથ્યા ગઈ, કર્તિ જગમાં તેની થઈ; લાખી આવશે લઈને વાહાણ, મુજ વિના તે તજશે પ્રાણ. બંનો સ્ત્રીની હત્યા થશે, કેઈ પેરે તે છુટશે; એવા મનમ કર્યા વિચાર, ચાલ્યો ત્યાંથી રાજકુમાર. જે રસ્તે ભાઈગયા હતા વહી; તે પગલે પગલે ચાલ્યો સહી, થોડા દિવસમાં ગયા તે ઠામ. સીરકસ્તાન છે પોતાને ગામ, જોજન એક રહ્યું તેહ; ચતુર નરે વિચાર્યું એહ, જો કદાપી નગરમાં જાઉં. તોતો તરણાથી હલકો થાઉં, મારી વાત કોઇ માનશે નહી; મુજને મારી નાંખશે સહી, પીતા તણે મન હુંતો કાળ. નામ સુણતામાં બે હાલ, મારૂં મોહો જોવાનું નથી, માટે ત્યાં જવાનો નથી; માટે ત્યાં જાઉં તે ફોક, એવો મનમાં પ્રગટ્યો શોક. નથી સુજતો એને એકે વિચાર, બેઠો જંગલમાં ગુણભંડાર; એક તરફ નદીનું નીર, એક તરફ ઝાડી ગંભીર. બેઠા કર કપાળે દઈ,

અબોલા સાંભરી આવિ તહીં; તેની કીરપાથી પામ્યો ફુલ, વળી વાળ આપ્યોછે અમુલ, કદાપી સંકટ પડે શરીર. બાળજો ધુપ અગ્નાપર વિર, તરત આવીને કરવાની સાહ્ય; વચન આપીયુંછે મુજ કરમાંય, તેને હુંતો સમરૂં આજ, તે વિના નથી સરવાનું કાજ. એવું આપ વિચાર્યું મન, પ્રગટ કર્યા તે દીન; કાઢ્યો વાળ નવ લાગીવાર, અગ્નીપર મુક્યો તત્કાળ. આંચ લાગી તેને જેટલે, અબોલાએ જાણ્યું તેટલે; થયું તે વિનતાને જાણ, માહારા પુત્ર પુત્રિ દુખીયાં નીરવાણ. તેને વાળ મારો બાળ્યો સહી, તેની સુગંધ આવી અહીં; મારે કરવું તેનું કામ, અસ્વારી કરી એ ઠામ. અરાઢ હજાર રાક્ષસને લીધ, પોતે પંથ કર્યા તે શીધ; સુગંધ વાળની આવી તહીં, તે દિશા ભણી વિનતા ગઈ. વા પુરૂષ તેને શીવાર, આવી જ્યાં બેઠો રાજકુંમાર.

દોહરા—હરાઢ હજાર સાથે ઉતરી, જ્યાં બેઠો રાજકુમાર પુત્ર કેમ સમરી મુને, શુંછે દુખ આ ઠાર. ૧ આ જંગલમાં એકલા, તજી સજનનું સુખ; કેમ એકલા આ વન વિશે, ને શુંછે મનમાં દુખ. ૨ મેમુદા મારી દીકરી, તે તન માહારૂં પ્રાણ; તેને મુકી વનમાં ભમો, સાચુ બોલો સુજાણ. ૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, માતાજી સઘળુ સુખ; વઇભવ નાના પ્રકારના, પણ એક વિત્યું દુખ. ૪ મેં તમને સમર્યા માવડી, સમજણ પડે મુજ; સમરતાં માત્રમાં આવીયાં, ટાળવા માહારૂં દુખ. ૫ હવે આશા પુરો માવડી, તોતો ભોગવીએ સુખ; એવાં દિન વચન તેના સુણી, દયા આવી ગઈ મુખ. ૬ શું ઇચ્છાછે મન તાહારે, બોલની સત્ય વચન; માતાજી શું ઓચરૂં, બોલતાં આવે લાજ. ૭ તે દેવતાને દુલભ સહી, તે ક્યાંથી સરે મુજ કાજ; અબોલા મુખ ઓચરી, તજોની મન સંતાવ. ૮ જે કાંઇ ઇચ્છાછે મન વિષે, તે લાવી આપીશ રાય; લાજ તજી મુજને કહો,

તો કામ તમારૂં થાય. ૯ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, ચરણે નામ્યું શીશ; ગુલબંકાવલી જેવો બાગ, કરવો છે આ દીશ. ૧૦ તેવો મેહેલને તેવાં ચીત્ર, તેવો હોજને તેવાં ઝાડ; કરી આપો મુને માવડી, તો પોહોચે મનનાં લાડ. ૧૧ અબોલા ત્યાં વીસમે થઇ, એ થાય કેમ કામ; મેં બાગ જોયો નથી, નથી જોયાં મેહેલ મુકામ. ૧૨ દીઠા વિના કેમ હું કરૂં, મેહેલ બેઠક રચના બાગ; સળંગ પડાવી તમને દાખવ્યું, તે કેમ થાય આ જાગ. ૧૩ દીઠો હોય મેં દ્રષ્ટિએ, તો કરેતી તમારૂં કામ; વીશકરમા તેડાવીને, રચાવત ઉતમ ઠામ ૧૪ માતાજી તમ કૃપા થકી, જોઇ આવ્યો તે બાગ; કહો તે લખી દેખાડીએ, કાગળમાં સઉ વાત. ૧૫

ચોપાઇ—કાગળ દુવાત તીયાં લીધી સહી, ચીતરવાને બેઠો તહીં; જે પ્રમાણે હતુ તહીં, પટમાં ઉતારી દાખવ્યું સહી, વૃક્ષ બાગ બગીચા સાર. સરવે માંડી કરચો વીસતાર, તે વારે અબોલા હરખી મન. એ પ્રમાણે રચાવું તન, તેડી સેના સઉ પોતા તણી; તે સંઘાતે વાણી ભણી; મેહેલ રચાવો આણે ઠામ, દેવ રચના દેવતાઈ કામ, વીસકરમાને તેડીશું ઘેર. સામાન સહુ લેઈ આવો ઘેર; હીરા ઝવેર મોતીને લાલ; લાવે સ્થંભ માંહે પરવાળ, સોના રૂપાના ઢગલા કરો, તે દીશા ભણી પરવરો; આરસ પાહાણ, લાવો આ ઠાર; જે જોઈએ તે અપરમ પાર; એમ હુકમ રાક્ષસ ને મળ્યા દેશ દેશાંતર સહુએ પળ્યા; દેવ રૂપ તેને શી વાર, જે માગે તે લાવે આ ઠાર; સોના રૂપા મોતી ને લાલ, હીરા ઝવેર મણી પરવાળ, જુદા જુદા ઢગલા કરો, એવો બોલ અબોલાએ કરચો, વળી કેહેતામાં દોડ્યા તે વાર. કરતાં કામ ન લાગી વાર; કહ્યા પ્રમાણે કીધુ કામ, સનમુખ આવીને કરી સલામ, ત્યારે અબોલા બોલી વાણ, એક વચન કરો પ્રમાણ; વીસકરમાને લાવો અહીં; એવી મુખથી વા-

ણી કહી, ત્યારે એક રાક્ષસ ઉઠ્યો તહીં; વીસકરમાને લા-
વ્યા સહી તે રાક્ષસ સાથે પંથે પળ્યા. જઈને અમોલાને મ-
ળ્યા; વીસકરમાએ કરચા પ્રણામ શું ફરમાવો મુજને કામ.
ત્યારે અમોલા બોલી વચન, આ રાજકુવરછે મારો તન.
એ કહે તેવો રચવો બાગ, સરોવર મેહેલ કરો આ જાગ;
માણેક મોતી હીરાને લાલ; ઢગલા સરવે દેખાડ્યા તે ઠાર;
ઘટે તે મગાવશું અમો, ઘટીત કામ કરોની તમે; એવાં વચ-
ન અમોલાનાં સુણી, વીસકરમાએ વાણી ભણી; મુંજને ન-
થી કાંઈ વાર; નીશાની કરો તે ઠાર; દેવતાનું વરદાન મુજને
સહી, એક રાતમાં કરવું અહીં. માટે જે વસ્તુ કરવી હોય;
તેની નીશાની કરાવો સોય. તે પ્રમાણે થાશે કામ. મીણા-
કારી સુંદર ધામ.

દોહરા—રાજકુંવર મુખ બોલીઓ, ગુલઅંકાવળી બાગ;
તેવી રચના કરવી સહી, હુંતો જોઈ આવ્યો તે જાગ. ૧ ન-
કશો ઉતારી આપીયો. હોજ બાગ અપાર; જેજે વસ્તુ દી-
ઠી તહીં. તેતે ચીત્રી ચોપાસ. ૨ જ્યાં જેવી શોભા હતી, ત્યાં
તેવો ભરીયો રંગ; પટમાં સરવે ઉતારીયું, આણી મન ઉ-
મંગ. ૩ જગ મગ જોત ઝગકી રહી, એવું કરયું માંહે કામ;
પટ સોંપ્યો પોતે કરવીએ, વીસકરમા જેનું નામ. ૪ એ પ્ર-
માણે તમો કરો, મેહેલ બાગને ઝાડ; મનોરથ પોગે મનત-
ણા, પાળોની મુજ લાડ. ૫ પંદર કોસ ફરતો સહી, કોટ કરચો
ચોપાસ. તે મધ્યે રચના કરો; પોહોચે મનની આશ. ૬ એમ
કહી આપ્યો કર વીએ, હરખ્યો જોઈને મન. એથી સવાયું
થાશે સહી, ધીરજ ધરો રાજન. ૭ એમ કહીને આપીયો,
રાજાએ તે ઠામ; નીશા પડી તેને સમે, રચવા માંડ્યું તે
ધામ. ૮ દેવતાનું વરદાન છે, તેને શાની વાર; ધારીને જોયું
પટમાં રચવા માંડ્યો તે ઠાર. ૯ બાગ બગીચાને વાડીઓ
બારી અટારી માળ, પુષ્પ ઝાડને વનસ પતી, પટ પ્રમાણે

રચ્યો ખ્યાલ. ૧૦ જે મુખથી બોલે સહી, તરત તેવું થાય; ઈંદ્રપુરીની રચના રચી. એક રાતની માંહ.૧૧ જળ હળજોત ઝળકી રહી, જાણે દીપકની જોત; જાણે દીનકર ઉગીઓ, એમ થઈ રહ્યો ઉદ્યોત. ૧૨ રજની વીતી તેને સમે, થયું સંપુરણ કામ; અમોલા પાસે ગયા. કીધો દંડ પ્રણામ.૧૩ પટ પ્રમાણે સહુ કરયું ફુલ ઝાડને ધામ; રજા આપો હવે મુજને, તો જાઉં મારે ગામ. ૧૪ અમોલા હરખી ઘણી, આપી રજાય; વીસ કરમા ત્યાંથી ગયા; પોતાના પુરમાંહ.૧૫

ચોપાઈ—જોઈ બાગને હરખ્યું મન, રાજકુંવર તેડ્યો તે દન, તારા કારણ રચાવ્યો બાગ, વઈભવ માંડો આ જાગ ઈંદ્રપુરી પૃથ્વી પર કરી, જાણે સ્વરગપુરી આવી ઠરી;તેથી શોભા અદકી હોય, ઉપમા કહી શકે નહી કોય. સાંભળ રાજકુવર આ ઠાર, તારા ભાગ્ય તણો નહી પાર; મરતુ લોકના માનવ સહી, કશા લેખામાં ગણીએ નહી. તે તારે આધીન થઈ રહી, ફરમાવો તે કરીએ સહી; પુત્ર કરીને બોલી રહી, તે વચન પાળુંછું અહીં, ઘણુ વેર માનવ સાથે જાણ, જોતાં વારને લઇએ પ્રાણ; તેને આધીન થઇને રહી, લખીત વાત તે મીટે નહી, એ સહુ પરમેશ્વરના ખ્યાલ, સુખ ભોગવો મારા બાળ, માતાજી પુત્ર તમારો સહી, આશા માહારી પુરણ થઈ; એમ કહીને નામ્યું શીશ, અમોલા પ્રસંન થઇ તે દીશ; માથા ઉપર મુક્યો હાથ, સુખ ભોગવો મેમુદા સાથ; હીરા માણેક ઝવેર અપાર, અરધો અરધ રહ્યા તે ઠાર. સોના રૂપાનો પારજ નહીં, તે સરવે બખશીશે લેઈ. ભરયા અખંડ તેના ભંડાર, ખાતાં ખુટે નહીં લગાર; અમોલા ત્યાંથી પરવરી, લશ્કર લઇને ઠામે ઠરી, રાજકુંવરને હરખ અપાર, ઘણી રચના જોઈ ઠામે ઠામ; ગુલબંકાવળીથી બનશુ કામ, તેવી રચના ઠામો ઠામ. હવે બાળ લાખાની લઈ જાણ, આજકાલમાં આવશે

વહાણ; દરીયા કીનારે ઉભો જઈ વહાણ આવતાં દીઠાં તહીં, હરખ્યો મનમાં અપરમપાર, ગયો સામો તે રાજકુમારે; નજીક ઝાઝ આવ્યું જેટલે, લાખાએ નીરખ્યો તેટલે. સ્વામી મળવાને આવ્યા સહી, ઘણી ખુશાલી મનમાં થઈ; મછવો મુક્યો તેણીવાર તે ઉપર બેઠી બે નાર; રાજકુંવરની આવી પાસ, પોહોચી મનડા કેરી આશ. ચાકર નરને સઘળા દાસ, ઉતરચા સઘળા પોતાને અવાસ; માલ મતા ઉતારી લીધ, વહાણ પાછાં વદાએ કીધ; મોજ કરે તે રાજકુમાર, જોઈ રચના ઘણું હરખી નાર.

દોહરા—બંને નારી આણંદમાં, સજ્યા સોળ શણગાર; હાશ વિનોદ કરે સહી, શોભાનો નહિ પાર. ૧ દાસ દાશી ઘરમાં ઘણી, ફરે છે બાગ મોઝાર; એક ચાકર ઘરમાંથી નિકળ્યો, ગયો જંગલ બહાર. ૨ અડધો કોશ ચાલી ગયા, દીઠા માણસ દસ વીસ; નજરે પડ્યા તેહને, કાષ્ટ ધરચાં છે શીશ. ૩ રાજાનો ચાકર બોલીઓ, તમો કોણ માણસ સાર; આ કાષ્ટ કયાં જઈ વેચશો, કોના નગર મોઝાર. ૪ ત્યારે સરવે બોલીઆ, સીરકસ્તાન હમારો મુકામ; પેટને અરથે નીકળ્યા, વેચીશું તે ઠામ. ૫ તે વારે તે નર બોલીઓ, આવો હમારે શહેર; કાષ્ટ વેચાશે તમ તણાં, દામ મળે બહુ પેર. ૬ તે વારે સઉ બોલીઆ, આંહીનો નથી કાંઈ ગામ; એ રાન જંગલ તો સહી, નથી વસ્તીનું નામ
તે નર કહે વસ્તી સહી, અરધો કોશ છે ગામ; જુઠું શીદ બોલું અમો, નથી મળવાના દામ. ૮ બમણા પઈશા લાગશે, તમો આવોની મુજ સાથ; એ વેચીને થાઓ વાણીયા, લેજો પઈશા હાથ. ૯ સહુ જણા સાથે મળી, આવ્યા તેણે ઠામ; તે શોભા કેહેવાતી નથી, શોભા નઉતમ તે ગામ. ૧૦ અચરેત થયા સઉ મન વિશે, આને શું કેહેવાય; હવે દીઠા માણસ આવતા, ત્યારે મનનો સંદેહ જાય. ૧૧ એમ

વાત કરતા આવીયા, રાજાજી મુકામ; હકીકત સરવે કહી, ધરચાં કાષ્ટ લઈ ધામ. ૧૨ ગરીબ લોક એમ સહી, આપો મનગમતા દામ; એવું કહી છાના રહ્યા, હવે રાજા શું કરે કામ. ૩૧

ચોપાઈ—એવાં વચન શેવકનાં સુણી, ખુશી થયો નગરનો ધણી; સોસો મોહોર આપી તેની વાર, ગરીબ જનણી કરચો ઉપકાર. મુખ થકી તેને વાણી કહી, તમને ગમે તો રોહોની અહીં; ખાઓ પીઓ કરો કુળકાજ, જે જોઇએ તે લોની આજ. એવાં રાજાનાં સુણી વચન, ખુશી થયાં સઉકોનાં મન; તેનાં છઇયાં છોકરાં લાવી કરી રહ્યા તે ઠેકાણે ઠરી. કોઇને મનઈ રાજાની નહિ, જે આવે તે વસે તહીં; પગ મેલવાનો નથી કાંઈ ઠામ, એમ લોક મળ્યા તે ગામ, સીરકસ્તાન તો ભાગ્યું સહી; લોકો ઉચાળા લાવ્યા તહીં, કોટવાળ નગરની કરે રખવાળ. તેને કાને પડ્યો સમાચ, વજીરને તેને જઈ કહ્યું; ઉતપાત નગરમાં થયું, રઇયત બધી ઉચળી ગઈ. અડધી નગરી ખાલી થઈ, તરાર શેહેર તજીને જાય; ત્યારે તે બોલ્યો મુખ રાય, ત્યારે વજીરને આપી આશ. કેહેવા લાગ્યો બેસો પાસ, બોલ્યા પછી મુખે સરવથી; એ વાત મનાતી નથી, બાર ગાઉ ઉપર ઝાડી અપાર. વાઘ વરૂ ઘણા તે ઠાર, તહાં કોણે વસાવ્યુ ગામ; દેવ રક્ષણ દેવતાઈ કામ, એનો અચરજ સરખું અહીં. જાઓ તમો જોવાને સહી, ત્યારે કોટવાળે વાણી કહી, નગર તમારે અંધેર છે સહી; કશી ખબર તમે રાખતા નથી. શેહેર ઉજડ થાશે સરવથી.

દોહરા—કોટવાળ કહે વજીરને, તે ઉપર કહું દ્રષ્ટાંત; પ્રભુ ગત મત છે આવી નવી, ભાગુ મનની ભ્રાંત. ૧ ઉતર દીશાનો એક રાજવી, સતવાદી અપાર; એકાશી રાણી સર વીશ, રૂપ તણો અંબાર. ૨ એક પુતર વિના ઘર નહિ, નથી તેને કાંઈ તન; રાત દીવસ ઝુરે સહી, નારી

સહીત રાજન. ૩ ઘણા દિવસ એમ વહી ગયા, એક વિનતાનું ભળીયુ ભાગ્ય; ઉદર ગરભ તેને વાધીઓ, વિનતાને તે જાગ. ૪ પટરાણી તેને કરી, પામી ઘણું એક માન; પુરે માસે પદમણી, અવતરીયુ સંતાન. ૫ પુત્રી તેને અવતરી, હરખ્યો રાજા મન; વાંઝીઆ બાર ઉઘાડીયુ, ધન આજનો દન. ૬ રમાડે રાજા તેડી કરી, આણે અદકુ હેત; પ્રીત અતી અંતરમાં, તન મન ધન સમેત. ૭ ઘણા દિવસ એમ વહી ગયા, ફરી ગરભવંતી થઈ તે નારે; તે પણ પુત્રી અવતરી, રાજાને દરબાર. ૮ એમ કરતાં પુત્રી છ થઈ. સાતમુ ઓધાનછે નાર; રાજા મુખથી બોલીઓ ક્રોધ કરી તે ઠાર. ૯ કદાપી પુત્રી આવશે, દેઈશ ઝાઝાં ઉપમાન; ક્ષણુ એકમાં મારૂ સહી, તતક્ષણ કરીશ હાણ. ૧૦ પુત્ર જો કદી આવશે, તો નાહાક્ષ કરીશ એ નાર; તારે આધીન થઇને રહું, એમ બોલ્યા રાજા તે વાર. ૧૧ એમ કહીને તે પરવરેચા, રાજ સભામાં રાય; રાણી દુખ ધરે ગણું, કહેતાં કહ્યું ન જાય. ૧૨ લખીત વાત થાશે સહી, એ નથી કોઈને હાથ; પ્રભુને ગમતુ થશે, એમ વિચારયું તેને મન સાથ. ૧૩ દસ માસ પુરા થાય, તો પણ આવી કન્યાગ; પુત્રની બુમ પાડી સહી, દાઇના ચાંપ્યા પાય. ૧૪ જીવ જીવાડણ કારણે, જુઠુ બોલી તે નાર; તાર પછી શું નીપનું, તે માંડી કહું વિસ્તાર. ૧૫ રાણી દાઈ મનસુબા કરે, તેનો કહું વિસ્તાર; એમાંથી શું નિપજે, તે કહું આણેઠાર. ૧૬

ચોપાઇ—રાણી દાઈ મનસુબા કરે, પૂત્ર તણી વાણી ઓચરે; વધામણી મોકલી રાજાની પાસ, આવી દોડતી સભામાં દાસ. રાણીજીએ જનમ્યો પુત્ર, રાજાથી વાધુ ઘર સુત્ર; એવાં દાસનાં સુણી વચન, રાજાનું ઘણું હરખ્યું મન. વેહચ્યાં ગોળ ધાણાને પાન, જાચક જનને દીધાં માન; ધોળ મંગળને ગીત ગવાય, આણંદ સહુને અંગ ન

માય. રાણીએ જોશી તેડ્યો તે જાગ, કર જોડીને લાગ્યા પાગ; ધરમ તણા પીતાછો તમો, જીવતદાન બખસોને અમો. એ રાજાજી કહીતી વાત, આવશે પુત્રી તો કરશું ઘાત; સહુ પરમેશ્વર કેરો ખ્યાલ, સાતમી પણ જનમી છે બાળ. મારી નાંખે મુને સરવથી, વચન પોતાનું લોપતા નથી; માટે જુઠું બોલુંછું વાત, છે પુત્રી પુત્ર કેહેવા સાક્ષાત. એમ કહી બચાવો છે ઘાત, તમ આગળ કહી સાચી વાત; તમારે ખોળે મુજ શીશ, હું કહું તે કરો આ દીશ. રાજ સભામાં જાશો ગુણવાન, રાજાજી દેશે સનમાન; કરાવશે જનમોત્રી તમ પાશ, જનમોત્રી આણી ઉલાશ. વખાણ કરજો અપરમપાર, પછે વેહેમ મુકજો તે ઠાર; બાર વરશ સુધી જોવું નહિ મુખ, તોતો રાજા થાશે સુખ. હવડાં મુખ જો જોશો સહી, તોતો ઘાત થવાની અહીં; બેમાં એકની થાશે ઘાત, એટલો કહેજો મુખથી વાત. માટે જીવતદાન અમને દિજીએ, એટલું કામ તમો કીજીએ; અમુલખ મોતીનો આપ્યો હાર, જોશી પ્રસંન થયા તેણીવાર. ત્યારપછી રાજ સભામાં ગયા, રાજા ઉઠીને ઉભા થયા; પુજા કરી લાગ્યા પાય, ભલે પધારયા સભાની માંહ્ય. જનમ અક્ષર કરોની અહીં, રાણીને પુત્ર જનમ્યો સહી; જોશીએ ગ્રહ માંડ્યા તે વાર, જનમ અક્ષર કરયા તહયાર. પછી મુખથી કરયો વિચાર, સભા સહુ સાંભળે તે ઠાર; સકળ ગુણ સંપુરણ થશે, ચઉદ વિદ્યા જશ ઝાજો હશે. બત્રીશ લક્ષણો થાશે વીર, ધનુર વિદ્યામાં થાશે ધીર; દશ રાહુમાં જનમ્યો બાળ, તેનું ફળ કહું તતકાળ. રાહુનું ફળ એવુંછે સહી, બાર વરસ લગી મુખ જોવું નહિ; કદાપી મુખ જોશો સહી, તોતો વીઘન થાશે અહીં.

દોહરા—બાર વરસ જોતાં જશે, ઉતરી જાશે દોષ; પછે પુત્રનું મુખ ભાળવો, એમ જોશીએ જોયા જોશ. ૧ સી

હત્યા રાજા કરે, પુત્રીની કરશે ઘાત; રાજા વચન લોપે નહિ, માટે એમ સમજાવી વાત. ૨ વચન શીરે ચડાવીઉ, રાજાએ તે ઠામ; હરખ ઘણો થયો રાયને, કરે મન ગમતા કામ. ૩ જે જોઈએ તે મોકલે, ખાનપાન શણગાર; પુત્રી કેરો પુત્ર કરી, રમાડે તે નાર. ૪ આભુશણ પેહેરાવે નર તણા, પેહેરાવે પોશાગ; બાર વરશનો વહી ગયાં, એમ કરતાં તે જાગ. ૫ માગુ આવ્યુ એક રાયનું, વિવાહ કર્યો તતકાળ; ખાંડુ આપીને મોકલ્યુ, પરણાવી તે બાળ. ૬ રાજ સભામાં પરવર્યો, પેહેરી વસ્ત્ર શણગાર; જોઈ મોહ પામ્યા રાયજી. રીઝ્યા અપરમપાર. ૭ ન્યાય અન્યાય ચુકાવે ઘણા, તે લે ન્યાય અન્યાય; વળી અશ્વ બેશીને પરવર્યો, મરગીયા રમવા જાય. ૮ કોઈ પાર પામે નહિ, નર નિશ્ચે સઉને મન; તે ચતુરાને ચીંતા ઘણી, ઝુરે રાતને દીન. ૯ કેલી કાય માહરો થશે, વળી આવશે પરણી નાર; હાંશી થાશે જગતમાં ધીક ધીક મુજ અવતાર. ૧૦ મુજ માતાએ વીપરીત કર્યું, કુળમાં લગાડી લાજ; હવે રમવું પડશે માહરે, કેઈ પેરે સરશે કાજ. ૧૧ એકે વાત ન ઉકલે, શી થશે માહારી પેર; પરણી પ્રેમદા આવશે, થોડા દિવશમાં ઘેર. ૧૨ મહીમા મારો સઉ જશે, પુરમાં થાશે વાત; વળી જોબન મારૂં ખીલશે, થાશે માહા ઉતપાત. ૧૩ માટે દેહ તજવી સહી, જીવું તેતો ફોક; કીરતી થાશે આ દેશમાં, વળી હશસે પુરના લોક. ૧૪ માટે દેહ પાડી મરૂ, જઈ વન મોઝાર; કોઈ ખબર કાહાડે નહિ, કોઈ ન જાણે પાર. ૧૫

ચોપાઇ—એમ વિચાર્યુ મનમોઝાર, અડધી રાતે થયા તઈયાર; ઘોડા ઉપર બેશી કરી, તજ્યો દેશ પોતે સુંદરી. ઘણા દિવસ પંથે ચાલ્યા સહી, અઘોર વનમાં વિનતા ગઈ; રાક્ષસ એક મોહોટો ગંભીર, અશ્વ સહીત ગઇ તેને તીર. દીઠો અશ્વ હરખ્યો મન, આજ તો મળ્યું મારૂં ભોજન;

એમ વિચાર કરે જેટલે, રાજકુમાર આવ્યો તેટલે. ઢીઠો રાક્ષસ પડ્યો શરીર, વિનતા ઉભી તેને તીર; ક્યાંથી આવ્યો આણે ઠામ, નહીં આવે માનવનું નામ. આ અન્ન સુધાં તુને ખાઉં, પેટ ભરી મારગ જાઉં; એવાં વચન રાક્ષસના સુણી; વિનતાએ વાણી ઓચરી, વચન બોલ્યા તે પાળો તમો, મરવા આવ્યોછુંજી અમો. માટે કરડી ખાઓ હાડ, હુંતો માનું તમારો પાહાડ; એવા બોલ વિનતાએ કહ્યા, રાક્ષસને મન આવી દયા. મરવા ઉપર રાજી મન, શા દુખે મરો રાજન; તે વિસ્તારીને કહો અહીં, ત્યાર પછી ખાવાનો સહી. કોઇને મરવું વાહાલું નથી, કેમ મરવા આવ્યો સર્વથી; સાચી વાત જો નવ કહે મુને, તો ઇશ્વરની આણ છે તુને. ત્યારે વીનતા બોલી તે જાગ, કરજોડીને લાગી પાગ; મારા દુખ તણો નહી પાર, સંક્ષેપે કહું વિસ્તાર. હું તો રાજાનીછું દીકરી, મુજ માતાએ ચોરી કરી; પુત્ર તણું તેને લીધું નામ, રાજ સભામાં હરખ્યા તે ઠામ. પુરૂષનો વેશ રાખીને રહી, કોઇએ વાત તો જાણી નહી; એમ કરતાં વરસ થયાંછે બાર, માગુ આવ્યુ સભાગોઝાર. ખાંડુ મો-કલ્યું તેણીવાર, વળી ત્યાંતો સુંદર નાર; એ અંધેર મુજ માતાએ કર્યું. તમ આગળ સાચુ ઓચર્યું. પરણી વીનતા આવશે ઘેર, તારે શી થશે મારી પેર; પ્રફુલીત થશે મારી કાય, તે કેમ રાખી મુજથી જાય. મોટો એબ લાગ્યોછે શીશ, માટે ધસ્યા આવ્યો આ દેશ; હાંસી થાશે અપરમ પાર, શું મુખ દેખાડું સંસાર. માટે મરવા આવી જાણ, ઇશ્વર આણ એ સાચી વાણ; હેવાં વચન અબળાનાં સુણી, દયા આવી તેને મન ઘણી. દઇતે રૂપ તપેશ્વરીનું કર્યું, અબળા સાથે એજ ઓચર્યું; એ વાત સાંભળજો તમો, સત વચન બોલુંછું અમો.

દોહરા—તપેશ્વરી પછે બોલીયો, વીનતા સુણજો કાન

એસ મારી પાસે સહી, સાંભળ કહું તે વાત. ૧ મારા તપના જોરથી, તને પુરૂષ કરૂં આ ઠાર; ઘેર જાઓ તમે સરવથી, સુખે ભોગવો નાર. ૨ પુરૂષપણુ આપુ તુને, સ્ત્રી પણુ હું લેઉ; મોજ કરો જઇ માનવી, જીવત દાન તો દેઉ. ૩ સરત આપણે એટલી, એક આવે તને તન; પછે પાછું આપો મુને, તો સત્ય વચન. ૪ ઉપગાર હું તુજને કરૂં, પરમારથનું પુન; હું તપેશ્વરીછું તપ કરૂં, મારે કાંઇ નથી તેની નુન. ૫ શીખામણ તુજને કહી, તે રાખજો ચીતમો ઝાર; વચન એ પાળજો તમો, તે સાંભળજો આ ઠાર. ૬ તોએ અરસપરસ કરૂં, મારી વીદ્યાને પરતાપ; કામ થયા પછી આવજો, નહી તો દેઈશ શ્રાપ. ૭ પ્રતીજ્ઞા કરો વાતમાં, તો હું આપુ જાણ; બીજુ કોઈ જાણે નહીં, એમ સીધ બોલ્યો વાણ. ૮ ત્યારે રાજકુન્યા ચરણે નમી, ઘણી પ્રતીજ્ઞા કીધ; ઘણા સમ મુખે ઓચરી, સત્ય વચન કીધ. ૯ સુરજ ચંદ્ર એ સાખીયા, સાખી રાખ્યા શ્રીરામ; એક પુત્ર થયા પછે, પાછું આપુ આ ઠામ. ૧૦ ત્યારે તપેશ્વરી રીઝીયો, ધર્યું પ્રભુનું ધ્યાન; આશ પુરૂં એ નારનું, હું કરૂં પરમારથ કામ. ૧૧ મારા તપના જોરથી, સફળ થજો એનો અરથ; એનું સ્ત્રીપણુ મુજને આવજો, એ થાજો પુરૂષ તરત. ૧૨ એમ આશા પુર એહની, જ્યાં સુધી થાય ફરજન; સત સમરપ્યું તન ઘણો, કર વિષે તે દીધ. ૧૩ ઉગ્ર તપ ઘણાં કર્યાં, તે પુન્ય તણો પરતાપ; અરસપરસ ત્યાં થઈ ગયું, અન્યો અન્ય એ આપ. ૧૪ નારી ફિટિ નરે થયો, ચર્ણે નામ્યુ શિશ; સીધ કામ કરી આવજો; એમ સીધે દીધો આશિશ. ૧૫ ત્યાં થકી ચાલ્યો પાછો ફરી, ગયો પિતા અવાસ; પોતાની નારી તેડી સહી, કર્યા ભોગ વિલાસ. ૧૬ વરસ બાર એમ વહી ગયાં, થઇ ગર્ભવંતિ તે નાર; પુત્ર એક પ્રસવ થયો, સુંદર રાજકુમાર. ૧૭

પછી તે રાજાએ વિચારિયું. પાળ્યું માહરૂં વચન; આશા મારી પુરણ થઈ, જાવું સીધ ભોવન. ૧૮ સત્ય વચન પાળું સહી, જાવું સીધના પાસ; આપું પાછુંએહને, પ્રભુએ પુરીઆશ. ૧૯

ચોપાઇ—હવે એ વાત અહીંથી રહી, સીધ પુરૂશે શું કીધું તહી; જપ તપ સહુ તેનું ગયુ, તેની પાસે કાંઈ નવ રહ્યું. બુધી ભ્રષ્ટ તે વેળા થઈ, ઇશ્વર ઉપરથી આસ્તા ગઇ; રૂપે રૂપેથી વાર્પાઓ કામ, વેહે વ્યાકુળ થઈ તે ઠામ. તે થકો નવ જાએ રહ્યું, તપ ધ્યાન સહુ તેનું ગયું; મદોન-મત થઈ વનમાં ભમે, કોઈ પુરૂશ માળ્યો તે સમે. તેની સાથે માંડ્યું ઘરસુત્ર, સ્વામી કરીને રાખ્યો ભુપ; હાશવિનોદ કરે તે ઠાર, એમ ત્રણ વરશ ગયાં તે ધામ. તે સીધને બાળક ત્રણુજ થયાં, બે પુત્ર એક પુત્રી કહ્યાં; ચોથો વળી ઊદર ગરભવાસ, એટલે કુંવર આવ્યો તે પાસ; જઈ કરીને લાગ્યો પાગ, દીન વચન બોલ્યો તે જાગ. માહારાજ થયો એક બાળ, પાછો આપવા આવ્યો તતકાળ; સત્ય વચન માહારૂં મીથ્યા થાય, માટે આપવા આવ્યો આંય. તમારૂં તમને મુબારક સહી, ઉપકાર કોઇનો ભુલીએ નહી; રાજ-કુંવર એમ બોલ્યો વાણુ, સાંભળ રાજા ચતુર સુજાણ. ક-દાપી કરીએ ઉપકાર, પાછું નવ લઈએ લગાર; વગર વીચાર્યું કર્યુંછે કામ, માટે ફળ ભોગવું આ ઠામ. મેં કરયું તેવું કરશો નહી, કરશો તો દુઃખ પામશોસહી; આ પરવશ થઇછે માહારી કાય, મેં તો નર ભોગવ્યાછે આંય. ત્ર બાળક રમેછે બહાર, ચોથુંછે મુજ ગર્ભમોઝાર; પાછું લ-ઇને હું શું કરૂં, ફાટ્યું પેટ તે ક્યાં જઈ ઠરૂં. માટે મેં તો આપ્યું તને, તે આપ્યું તે બકશું મને; એમ કહીને આપી રજાય, રાજકુંવર ત્યાંથી પંથે પળાય. સાજન સહોદર મ-ળીયાં તહીં, એમ કોઇએ જાણી નહી; અકળ ગત પ્રભુની સહી, તેની માયાનો પારજ નહી. નાર હતી તે નર થઇ,

નર હતો તે નારી થઈ; એ વાત તો પુરી થઈ, કોટવાળે વજીરને કહી. માટે શેહેરની તપાસજ લ્યો, જશે શેહેર રાજાને કહો; તેની માયા રચી આ ઠામ, મોહોટુ શેહેરને ઉતમ ધામ. લોક સરવે રહ્યા ત્યાં જઈ, એ વાતમાં સંદેહ નહી; તે રીતે શેહેર તમારૂં જશે, માટે રેહેજો ચોકશે. પરમેશ્વરે રચ્યોછે એમ, એ આગળ ઇંદરાસન સેલ; ત્યારે વજીરનું રીજ્યું મન, કોટવાળ સાથે બોલ્યો વચન. તમો નજરે જોઇ આવો અહીં, પછી અગર કહોની સહી; પછે કરીએ રાજાને જાણ, એવું વજીર બોલ્યા તે વાણ.

દોહરા—કોટવાળ ત્યાંથી ઊઠીયો, થયો ઘોડે અસ્વાર; છડી અસ્વારીએ પરવરો, જોવાને તે ઠાર. ૧ દીઠી રચના દુરથી, જાણે સુરજના અવાસ; જાણે દીનકર ઉગીયો, એવી જોત પ્રકાશ. ૨ જોતાં ભુખ તરશ ભાગી ગઇ, ધન અહીંના લોક; ધન નગરના અધીપતી, સમીયા સઘળા શોક. ૩ લોકે જઈ કહ્યું રાયને, કોટવાળ આવ્યો આ ઠામ; જે હુકમ હોય તે કીજીએ, વચન કરીએ પ્રણામ. ૪ બેસાડયા રત્નના મેહેલમાં, આગતા કરો જઇ ત્યાંય; એવાં વચન રાયનાં સુણી; કોટવાળની ઝાલો બાંય. ૫ રત્ન મેહેલમાં લઇ ગયા, મુખ આગળ મેલ્યાં પાંન; રત્નમણી સુવરણમાં જડી. જાણે શોભા કોટીએક ભાણ. ૬ કોટવાળની વતી કહેવાતું નથી, ચીતભરમ થયો તતકાળ; જળહળ જોત ઝળકી રહી, થઈ રહ્યું ઝાકઝમાળ. ૭ ફુવારા છુટે અતર ગુલાબના, બીજી શોભાનો નહીં પાર; સુગંધી નાના પ્રકારની, કહેતાં નવ આવે પાર. ૮ હવે રાજકુવર ત્યાં આવીઆ, જાણે ઇંદ્રપુરીનો રાય; કોટવાળ ઉઠી ચરણે નમ્યો, કરજોડી બેઉ ત્યાંય. ૯ કુંવર પ્રતે બોલીયો, સીરકસ્તાન અમારૂં ગામ; ત્યાં સતવાદી રાજા વસે, જબરશંગ તેનું નામ. ૧૦ તેણે મોકલીઓ મને, કહેવાને એક વાત;

રીસ ન કરશો મુજ ઉપરે, તે માંડીને કહું ખ્યાત. ૧૧ કહ્યા પ્રમાણે હું કરૂં, જોડીને બેઉ હાથ; ત્યારે રાજકુંવર બોલીયો, સાચી કોહોને વાત. ૧૨ શું કાહાવ્યુંછે રાયજી, શીછે એમાં રીસ; જે કેહેવાવ્યું તે મને કહો, કરતા હરતા જગદીશ.

ચોપાઈ—ત્યારે કોટવાળે જોડ્યા બે હાથ, બોલ્યો રાજકુંવરની સાથ; તમોછો દેવાંશી અવતાર. અમે દેવ રચના દીઠી આ ઠાર; કોણ જાતને શુંછે તમ નામ, કેમ વસીયાછો આણે ઠામ; શેહેર અમારૂ ઉજડ થયું, અહીં આવીને વસીયા સહુ; એક મીણમાં બે તરવાર, કેમ રેહેશે તે કરો વીચાર; આમ શેહેર સમીપે વસીયા તમે; કઈ પેરે કરીશું અમે; જુધ કરવું હોય જો મન. તો તઈયારછે મારો રાજન. દગો કરવા આવ્યા આ ઠામ; એ વાતમાં રાજી નહીં રામ. એ વાતનો પ્રતી ઉતર દીજીએ; પછે પંથ હમારો લીજીએ; ઈશ્વર આણુ એ વેળા સહી, સાચી વાતજો કેહો નહીં; લશકર નથી મુજ પાસે સાથી, મારે લડવું કો સાથે નથી, નથી જોઈતું કોઈનું રાજ; નથી લડવાનું મારે કાજ; નથી તમ સાથે મારે વેર, હુંતો બેઠોછું મારે ઘેર. બેઠાં ધાન ઈશ્વરનું ધરૂં; સત્ત વચન સાચુ ઓચરૂં; સત્ય વચન પાળુ પાંશરો; સુખે રાજ તમારૂ કરો; ત્યારે હરખ્યો કોટવાળ મન, માગી સીખ ઉઠ્યો તે દન, ગયો પાછો પોતાને ગામ; વજીરને મળ્યો તે ઠામ; વાત વીસ્તારી સહુને કહી, જેજે વાત તે સાથે થઈ; ધરોતરને સઘળું છે ગામ, ઈંદર સરખો રાજા તે ઠામ, મને ઘણી આબરૂ આપી સહી, સંતોખીને મોકલ્યો અહી, તારે વજીરની થઈ નીશાય, આવ્યો રાજ સભાની માંહીં; દંડવત કરીને નામીયુ શીશ, પછે મુખ બોલો તે દીશ; આપણા શેહેરથી ત્રણ જોજન, ઘણી ઝાડી ભયાનક વન, તાંતો વસાવ્યું કોઈએ શેહેર, દેવ કામ દેવતાઈ મેહેલ. ઈંદ્રાસનથી શોભા બહુ; શું મુખે વીસ્તારી કહુ; આપણા

લોક વશ્યા ત્યાં જઈ. અડધી નગરી ખાલી થઈ. કોટવાળને મોકલ્યો તે જાગ; તે જઈને જોઈ આવ્યો બાગ. પુછી વાતને લાવ્યો પાર, તે પણ વાત કહું આ ઠાર. ઘણું રૂપને શોભા વીશાળ, છે કોઈ પરમેશ્વરનો લાલ, કહે હું કાંઈ નડતો નથી, સુખે રાજ કરો સરવથી.

દોહરા—સુણી વચન વજીરના, અચરત પાંમો રાય. સભા સહુ વીસમે થઈ, એ કારણ શું કહેવાય. આપણા શેહેરને પાદરે, કોણે વસાવ્યુ ગાંમ; એવા બે માથાનો કોણ છે, એમ રાજા બોલ્યો તે ઠામ. કોઈ સાચુ કોઈ જુઠુ કહે, એઠા સભાના લોક; રાજાને મન નીશ્ચે થયુ; પ્રગટયો મનમાં શોક. વજીર વચન બોલ્યા નહી, નીશ્ચે સાચી વાત, રાજા ચીંતાતુર થયો, કઈ પેરે ભાગુ ભ્રાત. માનવ તણો નહીં આચરો, કોઈ દેવદાનવનું કામ; દેવ રચના તેણે રચી, કીધાં નઉતમ ધામ, કદાપી હું ત્યાં પરવરૂ, મળવા કારણ રાય; કેદ કરી રાખે સહી, તોય હાંશી થાય પુરમાય; એમ વીચારી મન વીખે; વજીરે શુ, બોલ્યા વાંણ, તમો ચરચા જુવો સહી, તમો જાતે ચતુર સુજાણ; એ દેવદાનવ કે માનવી, લોની જઈને પેર. દેવ રચના કોણે રચી તે શું છે કારણ ઘેર; માટે તમે ત્યાં પરવરો; જુવો ચતુરાઈ ચાલ કપટી હોયતો પાછા આવજો, નહોતર કરજો વહાલ મીત્રાઈ તે શું કીજીએ; કોઈ હોય ચતુરસુજાણ; કપટી હોયતો જુધ કીજીએ, એમ રાજા બોલ્યા વાંણ, એવા વચન સુણી રાયનાં; ઉઠ્યો વજીર તેણીવાર; છડી અસ્વારીએ પરવરયો. જ્યાં સ્વરગપુરી તે ઠાર. દીઠી રચના દુરથી; ઉદેકર ઉદ્યોત પુર વીખે તે પરવરયો જુવે દીપકની જોત. બાગ બગીચાને વનસ્પતી; મેહેલ અટારી વાસ, સુવરણમાં મણી જડયા ઝળકી રહ્યા ચોપાસ જોતો જોતો આવીયો; જ્યાં મોટા દરબાર; દીઠા વજીરને આવતો, શોભાનો નહી પાર. અરજ કરી જ્યાં રા-

મને વજીર આવ્યો આ ઠાર; સીરકસ્તાનના રાયનો, એમ કહીને કરી સલામ.

ચોપાઈ—એવાં રાજકુવરનાં સુણી વચન, પ્રસન થઈ બોલ્યો તે દન; મોતી બાગમાં બેસાડો જઈ, હું મળવાને આવું તહીં. આગતા સ્વાગતા કરો અપાર, પાન ફુલ મુકો તે ઠાર; એવાં વચન શેવકે સુણી, ગયો સામો વજીરની ભણી; કરજોડીને કર્યા જુહાર. બેસાડ્યો મોતીબાગમોઝાર, પાંન ફુલ આપ્યા મુખવાસ; સુગંધ મુકીછે ચોપાસ, અતરનો હોજ ભર્યોછે તહીં. ફુવારો જારી કીધોછે સહી, વજીર દીંગમુડ થઈ ગયો; શોભા જોતાં અચરજ થયો. ઠામેઠામ મોતીના જુલ. એક મોતીનું નવ થાએ મુલ, એવાં કોટી મોતી ચોપાસ; દેવ રચના દેવતાઈ વાસ, માનવ કેરૂં નથી નથી એ કામ. શીવ વિશ્નું કે બ્રહ્માનું કામ, એમ વિચાર કર્યો જેટલે; રાજકુંવર આવ્યો તેટલે, વજીર ઉઠીને લાગ્યો પાય. નીશ્ચે દેવતા એ કહેવાય, એવું રઢીઆળુ દીઠું રૂપ; ઈંદ્ર સરીખો દીઠો ભુપ, ત્યારે વજીર કરજોડી રહ્યો. રાજકુવરે બોલજ કહ્યો, કોણ દેશને શુંછે નામ; શા અરથે આવ્યા આ ઠામ, ત્યારે વજીરે કરી વીનતી, સીરકસ્તાનનો પ્રથવીપતી, જલદશંગ રાજાનું નામ; તેનો મોકલ્યો આવ્યો આ ઠામ, વજીર તેના છઈએ અમો. અરજ એક સાંભળોની તમો, આ દેવ રચના દેવતાઈ મહેલ; એ આગળ ઈંદ્રાસન સેહેલ; છો તમે ઈંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનવનું રૂપ. અમારા ગામનું પાદર સહી; નોતમ રચના કરી અહીં; જો એ અનેક મન માને સહી; માટે મુને મોકલ્યો અહીં, કીરપા તમારી હશે સહી, તોતો નગર વસવાનું અહી, નહી તો કોઈ માણસની થાશે હાંણ; વિપરીત વાત સાચી નીરવાણ, કીરપા દ્રષ્ટી તમારી હોય. તો રાજા મળવા આવે સોય, એવાં વચન વજીરનાં લહ્યાં;

રાજકુવરે બોલજ કહ્યા, તમારા રાજાને કહેજો મુખ, શાને તમો ધરોછો દુખ, સુખે ભોગવો તમારૂં રાજ; શાને મનમાં કરોછો લાજ, ચીંતા ફીકર કાંઈ કરવી નહી. સુખે રાજ ભોગવો અહી, મળવા આવો સુખે તમો; એ વાતમાં રાજી અમો, ત્યારે કરજોડી કરી વીનતી, આઠમે દીવસે આવશે અધીપતી; એમ કહીને મંદીર જાય, પાછો આવ્યો જ્યાંહે રાય.

દોહરા—વીદાય કરી વજીરને, પોતે ગયો વીનતાની પાસ; હશી વચન મુખ બોલીઓ આજ પોચી મનની આશ. ૧ મુજ પીતા મળવા આવશે, જોઈશું અન્યોઅન્ય મુખ; વીજોગના સંજોગ થશે, થશે માંહોમાંહે સુખ. ૨ ઓસીગળ થાઉ તાતનો, સેવા કરૂં આવાર; આગતા સ્વાગતા જો કરૂં, તો પામીશ જસ સંસાર. ૩ ત્યારે મેમુદા ઓચરી, સાંભળો અબોલા માત; જે જોઇએ તે આપશે, થાઓ ઓસીગળ તાત. ૪ એવાં વચન સુણી નારનાં, ધુપે વાળ લઈ નાંમ; તરત ખબર તેને થઈ, આવી પોચી તે ઠામ. ૫ મેમુદા લાખી બે સુંદરી, ત્રીજો રાજકુમાર; હાસ વિનોદ કરે સહી, આવી પોતી તે ઠાર. ૬ મેમુદા ચરણે નમી, લાખી નમી તે સાથ; રાજકુવર ચરણે નમ્યો, જોડી કરી બે હાથ. ૭ અબોલારીજી ઘણું, જોઈ નરનારીની જોડ; ઘણી પ્રસન મનમાં થઈ, પોચવા મનના કોડ. ૮ આ કોણ બીજી પ્રેમદા, કુંવર કહે મુજ નાર; તે પણ જોઇ રીજી ઘણું, પ્રસન થઈ તે ઠાર. ૯ ખોળામાં બેસાડીઆં, નરે નારી બેઉ સાથ; હશી વચન મુખ ઓચરી, માથે ફેરવ્યો હાથ. ૧૦ કેમ સમરી મુજને તમો, કેમ બાળ્યો મુજ વાળ; શી ઇચ્છા છે મન વીષે, તે માગી લ્યો તતકાળ. ૧૧ માતાજી આપો તમો, કોઇથી નવ અપાય; સ્વરગનાં સુખ ભોગવીએ અહી, તે તમ તણો પરતાપ. ૧૨ આ મેમુદા

તમારી દીકરી, તેને મળવાનું થયું મન; સ્મરણ માત્રમાં આવ્યાં તમો, ધન ધન આજનો દન. ૧૩ માતાજી એક બીજી વીનતી, માત પીતાકેરો નેહ; તે જોવા આવે છે બાગને, તેથી આણંદ વરસ્યો મેહ. ૧૪ ઘણે વરસે જોશું અમો, માતપીતાનું સુખ; વીજોગના સંજોગ થશે, જોઈશું અન્યોઅન્ય મુખ. ૧૫ એની આગ્ના હું કરૂં, તો થાય જગતમાં નામ; અમોલા કહે સ્વચ્છાહોય, તે આપુ આણે ઠામ. ૧૬

ચોપાઈ—માતાજી મળવા આવે પીતાય, તેને આશી ગણ થાઉ આંહ; બાર બાર કોસ અહીંઆંથી ગામ, રચના કરવી બાહાર મુકામ. એકેક કોસ ને છેટે સાર, તંબુ તણાવો ઝાકઝમાળ; રંગ બેરંગ જુજવી જાત, ભક્ષ ભોજન તેથી વિખ્યાત. બીછાના રંગ બેરંગી સહી, કીનખાબ મુખમલ શિવાય નહિ; તે બાર કોસ લગી જાણ, તે ઉપર ચાલી આવે રાજન. આગરૂ આપુ મુજ તાતને, ઘણુ ઉમેદવાર મળવા માતને; અમોલા ત્યારે હરખ્યાં મન, રાક્ષસને રજા આપી દન. જરી તણા તંબુ જઈ કરો, એકેક ગાઉને છેટે ધરો; કીનખાબ મુખમલના સાર, જમીન ઉપર પાથરો નીરધાર. તસુ જગા કાંઈ બાકી નહિ, જાઓ કરો તે વેગે જઈ; એવાં અમોલાના સુણી વચન, સજ થયા સઉ રાક્ષસ જન. દેવતાઈ માયા મળી તેની વાર, ધારી વસ્તુ કરે તે ઠાર; દેવ રચના કરી તે ઠામ, કીધાં તંબુ નઉતમ ધામ. ખાન પાન ભરેચાં તે જાગ, આવીને લાગા પાગ; સીધ કામ કરી આવ્યા અમો, જે જે ફરમાવ્યું તમો. તેવાં વચન રાક્ષસનાં સુણી, અમોલાએ સુખ જાણી ઘણી; કહ્યા પ્રમાણે કીધું તહીં, મળી બેઠી અમોલા ગઈ. વળી કદાપી પડે જો કામ, તો તો સમરજો આણે ઠામ; એમ કહી અમોલા જાય, રાજકુંવરને હરખ ન માય. દેવ રચના મારગમાં થઈ, એવી રચના નવ જાએ કહી; રંગ

બેરંગી પાથરીઆ પાટ, શોભી રહી રસ્તાની વાટ. લોક જોઇને આવ્યા તહીં, રાજકુવરને વાતજ કહી; હવે વાત અહીંથી રહી, વજીર ગયો ત્યાં શી ગત થઇ. જઇ જલદ રાજાને પાય, સઘળી વાત કહી જ્યાં રાય; મેહેલ બાગ રાજાનું રૂપ, ઇંદ્રપુરી ઇંદ્રાસનનો ભુપ. તે શિવાય કોઇ બીજુ નહિ, તમને કહું નિશ્ચે કરી અહીં; નથી તેને કોઇ સાથે વેર, આદરમાન આપે બહુ પેર. સફળ જનમારો મારો કરી, તમ પાસે આવ્યો પાછો ફરી; નીમક હલાલ કરવાને કાજ, નહિતર ત્યાં રેહેત મહારાજ. એવાં વચન વજીરનાં સુણી, સભા સઉ અચરત થઇ ઘણી; રાજા રીઝયો અ-તીશે કાય, આણંદ તેને અંગે ન માય.

દોહરા—ગુલબંકાવળી પણ છે તહીં, સભા તણે મોઝાર; તેણે વાત સઉ સાંભળી, કરવા લાગી વિચાર. તે નરતો નિશ્ચે સહી, મારા ફુલ તણા હરનાર; જોવી રચના મારે ત્યાં જઇ, એમ નિશ્ચે કર્યું તે ઠાર. ત્યાં જલદ રાજા રી-જ્યો, જોઇ મેહેલને બાગ; ધન ધન તે નરને સહી, તેને રચના રચી અથાગ. વજીર વખાણ કરે ઘણું, જોઇએ તેનો આ ઠાર; એમ સ્વારી તઇયાર કરો, ઘડી એક મો-ઝાર. એવાં વચન સુણી રાયનાં, હલકારા દોડ્યા ચોપાસ; ઠામ ઠામ જાહેર કર્યું, સેનાપતીને વાસ. ઉમરાવ અમીર સરવે મળી, થયા ઘોડેસ્વાર; હસ્તી સહીત ટોળે મળ્યા, રાજાને કર્યો જુહાર. છડી સ્વારીએ નીસર્યા, માણસ એક હજાર; રસાલો સઉ પોતા તણો, નીશર્યા શેહેરની બાહાર. અમીર સઉ પોતા તણા, વજીરને કોટવાળ; પુત્ર ચાર સઉ પરવર્યા, જોવા કારણ તે ઠાર. ગુલબંકાવળી મરદ સહી, તેનું બહુ પ્રાક્રમ; રાજા ચાલ્યો જોષમાં, ઘોડા ઉપર અસ્વાર. પુત્ર ચારે મુખ આગળે, છત્રીશ વાજાં વાય; ઘણી શોભાથી પરવર્યો, જોવા કારણ રાય. રાજાને હરખ

ઘણા, ક્યારે જોઉં એની કાય; તીરવા બે ત્રણ ચાલીયો, ત્યાં દીઠો નઉતમ ધામ. બીછાનાં નાંખ્યાં મુખમલનાં, દીઠા તેણે ઠામ; તંબુ દીઠા જરી તણા, જાણે ઝળક્યો ભાણ. જરી મંજરી કસબી તણી, ઉદેકાર ઉદ્યોત; જોઈ રચના વિસ્મે થયો, બીછાંનાં અમુલ છે જોત. તંબુ તણી ઉપમા શી કહું, ઇંદ્ર સભી સમતુલ્ય; હરખ ઘણો થયો રાયને, જોતાંમાં છે અમુલ. વજીર પ્રતે વાણી કહી, તને બાર કોશ કહો મુકામ; ત્યારે આ શોભા કોણે રચી, દેવ પટ મુકામ. રચના ત્યાં નઉતમ થઈ, અચરજ થયો વજીર; આ નઉતમ ખેલ નવો થયો, કાલે નોતુ આને તીર.

ચોપાઇ—એમ કરતાં ચાલી આવ્યા પાસ, ચરણે આવી નમીયા તે દાસ, કરજોડીને બોલ્યા તે દીશ. જલદ રાજાને નમાવ્યું શીશ, આ વિશ્રામ ઠામ કરચા તમ કાજ; એ સ્થળે વિશ્રામ કરો માહારાજ, ઘડી એક ત્યાં સુખીયા થાઓ. પછી ત્યાં મળવાને જાઓ, આગતા સ્વાગતા તમારી કીજીએ; લાહાવો લાખેણો લીજીએ, એમ કહીને લાગ્યા પાય. રાજા મનમાં અચરત થાય, અસવારી રાખી તે રહ્યા; પોતે ગયા તંબુની માંહ, શોભા જોતાં અચરત થયો. કહો ભાઈ આતે શું કોહો, અચરત પામ્યા સઘળા લોક; શમીયા તેના મનના શોક, કવી કહે શું કહું કથી. શોભાનો તો પારજ નથી, સંક્ષેપે કરચો વિસ્તાર; એથી શોભા બીજી અપાર, ખાન પાનને મેવાના ફુલ. સુગંધ બેહેકી રહીછે અતુલ, જલદ રાય બેઠા ત્યાં જઈ; જાણે ઇંદ્રની શોભાછે તહીં, ચાર ઘડી ઠરચા તે ઠાર. પછી સ્વારી કરી તઈયાર, ત્યાં આબરૂ મુજને દીધ; સફળ જનમારો મારો કીધ, ક્યારે જોઇશું એનું મુખ. ધન ધન એની માની કુખ, એમ કહીને નીસરચા બાહાર; સરવ લુટાવી દીધુ તે વાર, મુખમલ બીછાનાં જરીનાં કામ. સરવ લુટાવ્યુ તે ઠામ, રંક લોક સઉ

નાલજ થયા; જલદ રાજા સઉ વીશમે થયાં, ઇંદ્રપુરી આકારે કામ. અનરગલ બેઠા હશે દામ, ગણુતીમાં કાંઈ આવે નહિ; કેમ લુટાવી દીધું અહીં, ત્યારે ચાકરે જોડ્યા હાથ. અરજ કરી બોલ્યો તે સાથ; તમારે મન અમુલખ સહી, મારા રાજાને વીસાતમાં નહિ. સોના રૂપા ઝવેર ને લાલ. હીરા મોતી ને પરવાળ; સફાટીક મણી ને લીલા મણી, જડીત મેહેલની શોભા ઘણી. તેને મનથી ત્રણા માત્ર, તમ ઉપર કરૂં ખેરાત; એ હુકમ પ્રમાણે કીધુ અમો, સુખે આગળ પધારો તમો. અચરત પામ્યા સરવે જન, વળી આગળ ચાલ્યો રાજન; ઝળકારે ઝળકારો થાય, તેથી રાજા ઘણો અકળાય.

**દોહરા**—જલદ રાજા અચરત થયો, વળી આગળ ચાલો જાય; એક કોશ વળી ચાલીયો, ત્યાં દીઠી વળી રચનાય. બમણું કામ પેલા થકી, બીછાનાં શુભ અમુલ્ય; તેની રચના શું કહું, સુરજને વળી સમતુલ. જળ હળ જોત ઝળકી રહી, ઘણાં ચીત્ર વીચીત્ર; કામ રાક્ષસ જાત સરવે મળી, તેણે કીધો દંડ પ્રણામ. આગતા સ્વાગતા ઘણી કરી, દીધુ ઘણું એક માન; અબીલ બરાસને મેવા ફુલ, મેવા ફળને પાન. એક ઘડી તેમાં કરી, વળી ત્યાંથી નીસરયા બહાર; તે પણ લુટાવ્યું સહી, ઘડી નવ લાગી વાર. ત્યારે રાજા મુખથી બોલીયો, શું કરોછો આ કામ; મારા ખાવંદના હુકમથી, તમપર ખેરાત આ ઠામ. કશી ગણતરી એની નથી, નથી ખજાને ખોટ; હીરા ઝવેરના ઢગલા બારણે, તેને શી વાતની ખોટ. એ હજુરી રાયની, નથી દીઠી તે રચનાય; લુટાવી દીએ એક પલકમાં, તે જોઇને વીસ્મે થાય. એમ વાત કરે તહીં, આણંદ અંગ ન માય; તાજલમુખને ખબર થઈ, કે આવ્યા મુજ પીતાય.

**ચોપાઇ**—ઘણું પ્રસન્ન થયા તે વાર, પોતે સ્વારી કરીત-

ર્ઘાર; મળવાને સામા પરવરચા; હરખ ધરી પોતે સંચરચા; દીવ્ય વસ્ત્ર સજ્યા સણગાર, શોભા કેતાં નવ આવે પાર. કામ દેવ સરીખું રૂપ, ઈંદ્રના સરખો દીસે ભુપ, ચડી અસ્વારીએ આવ્યા તહીં, એકકોસ સામોસહી; તે જલદરાએ જાણી વાત; રૂવે રૂવેથી થયો રળીયાત; ધન ધન મારે આજનો દન, પરમેશ્વર થયો પ્રસન; ઘેરબેઠે ગંગા મળી, જોતાંમાં પાપ જાશે પરજળી. મારા પુન્ય તણો નહી પાર, સામો મળવા આવ્યો આહાર; એમ વીચાર કરેછે રાય. રાજકુંવર ઉભા છે તાંય; જાણે બીજો દીનકરસુર; એવું ઝળકે મુખપર નુર, સભા સરવે ઝાંખી થઈ, કોઈથી સામુ જોવાય નહી. જાણે ચીતરામણ લખીઆ ભીત, એમ થઈ ગયાં સઉનાં ચીત. જલદરાય ઉઠ્યો તેની વાર, અન્યોઅન ભેટી કરચો જુહાર; પ્રેમ આલીંગન દઇને મળ્યા દુખ હતાં તે સઉનાં ટળ્યાં; રાજકુંવરે કરી વીનતી, ભલે પધારચા પ્રથ્વીપતી ભલે પધારયા આણે ઠામ, પાવન કરો મુજ ધામ. સરણે આવ્યા તમારે આજ, પુરણ ભાગ્ય અમારે કાજ. રાંક જાણી કરૂણા કીજીએ, જસ મહીમા અમને દીજીએ; કરૂં શેવા હું રૂડી પેર, આજ પધારો મારે ઘેર. સેના સહીત ચાલો મુજ સાથ, એમ કહીને જોડયા હાથ; તેમ તેમ રાજા અચરત થાય, એ સાચું કે સ્વપનું કેહેવાય. બંકાવળી સરવે જુવેછે ખ્યાલ, તે પણ મનમાં થઈ ખુશાલ. એ નર શીવાય બીજો નહી, જોઊ ચરચા શુ થાય અહો; એમ જાઈ સઉ અચરજ થાય, ઉઠી ત્યાંથી સરવ સભાય અસ્વારી કીધી તઇયાર; આગળ રાજા પાછળ રાજકુમાર; છત્રીશ વાજાં વાજે સહી, બીજી શોભા નવ જાએ કહી એ રીતે આવ્યા પુર પાશ. જાણે શોભા સુરજ પ્રેકાશ.

દોહરા—દીઠી રચના ત્યાં દેવતી, ઉદેકારે ઉદ્યોત; જાણે કોટી સુરજ ઉદે થયા, જાણે જળહળ જોત. બાગ બગીચા

રાવઠી.ભળી અટારીને માલ. કામ બાધુ સુના તણું માટે
જડ્યા હીરાને લાલ, ધર કોટને કાંગરા સુના કેરી તે ઠાર;
દશ કોશની વસ્તી તહીં, તે શોભા અપરમ પાર, વરક્ષ ઝાડ
ઝળકી રહ્યાં, સોના રૂપા કેરા વીલાસ; માણેક લાલ લીલા
મણી, ને સારૂ ઝળકે લાલ; કવી કેહે શું વરણવું. દેવતાઇ
સઘળુ કામ. શીશી રચના તેની લખુ એ રચના એ ઠામ.
દીધ મુઢ સઘળા થઈ રહ્યા, એ તે કારણ શુ કેહેવાય; અ-
વતાર સફળ સઉના થયા, એમ કહીને જોતા જાય, જોતા
ચાલ્યા સઉ, ગલી કુંચીને બજાર; બાગ બગીચા રાવઠી આ-
વ્યા મેહેલમાં તે ઠાર. રાજકુંવરે હુકમ કર્યો, હીરા બાગ ક-
રો તઈયાર; ઉતારો તેમાં રાયને, તેમાં શોભા અપરમપા-
ર. જાણે કોટી દીપક પ્રજળીયા, જાણે ઝળકી હીરાની જોત.
બીજી રચના તેમાં ઘણી ઉદ્દેકાર ઉદ્યોત; જરીનાં બીછાંનાં
તકીયા તાંહાં તેમાં પણ હીરાનાં કામ; બેસાડયા તેમાં રાય-
જી જાણે ઇંદ્ર શોભા તે ઠામ, ફુવારા જારી કરયા ગુલાબ
અતર જાંહાં. શેહેર ધારા છુટે તહીં, સુગંધ બેહેકી રહી
તાંહાં; બીજી ખુશબોનો પારજ નથી; તરેહ તરેહનાં તેલ
ભરી છાબ તાંહાં પુષ્પએ થઈ રહી રંગની રેલ. ભક્ષ ભો-
જન મુકયાં ઘણાં મેવા ફળ પકવાન, એલચી પાન મુક્યાં
ઘણાં; ભરી મુકયાં તાંહાં પાન. આગતા સ્વાગતાં કીધી ઘ-
ણી, કરાવ્યા અમરત અહાર, રાગ રંગ પછે ત્યાં થયા,
ગુણકા નાચે ઠાર, આણંદ સઉને અતીઘણો ખુશાલી સઉ-
ને અંગ; ગુલબંકાવળી મનમાં દુખ ધરે, તેનો કહુ મહીમાય.

ચોપાઈ—ગુલબંકાવળી ધરેછે દુખ, ઉતરી ગયું છે તે-
નું મુખ; એતે શુ કારજ કીરતાર. મારી સઘળી રચના આ
ઠાર,, મેહેલ બાગ બગીચા સહી, કોણ ઉચકી લાવ્યું અહી
મરત લોકમાં એ કેમ થયુ, એવું દુખ કોણે મુજને કર્યું એ
રીષ સીધ મારી સહી કેમ કરીને આવી અહી; માટે ફુલ

તણો એ નીશ્ચે ચોર, આ દુખ કેમ કરૂ ઘન ઘોર; એ કઈ પ્રકારે લાવ્યો અહીં, મુજને તો અચરજ સહી. એમ ઘણી દુખીયારી તે થઈ, પછે પાંચ પરી તેડી તહી, ગુપત કરી તે સાથે વાત; આ તો મોટો થયો ઉતપાત; સરવવસ્ત આપણુ આવ્યું આંય; એ કારણ શું કેહેવાય, આ દેવતા કેરો કોપ, આપણો દેશ થયો અલોપ; મતા ભંગ થઈ પડી આપ. નથી સુજતો એકે ઉપાય. તમો જઈને જુવો તહી, આપણી વાડી છેકે નહી. ચાર ઘડીમાં લાવો તપાસ, પછી આવો આ વાસ. વચન વીનતાનું મુસ્તક ધરૂ, ગગન મારગે પ્રઆણજ કરૂ. ઉડતી વીદ્યા તેને શીવાર, પવન પેહેલાં જાએ તે ઠાર. એવા પરી તણો મહીમાવ, ચાર ઘડીમાં પોતા ત્યાંય. બંકાવળીનાછે જે ધામ; વળી સરવે જાહાંછે મુકામ. ફરી વળી તે ચારે પાસ. દીઠી રચના પોહોતી આશ; રતીભાર કાંઈ ઓછુ નથી, ધારીને જોયુ સરવથી. તાંહાં નીસા પોતાની કરી; પછી ઉડી ચાલી સુંદરી; ચાર ઘડીમાં આવી તે ઠાર, ગુલબંકાવળીને કર્યો જુહાર; આપણી વાડી મેહેલને બાગ, સરવે અનામત છે તે જાગ; ચારે ખુણે ફરી આવી અમો, ચીંતા મનની તજો તમો; તાંહાંને આંહી અંતર નથી, એ નીશ્ચે વાત સાચી સરવથી; એ પ્રભુ તણી માયાનો નહી પાર કોઈ દેવતાએ રચ્યો આ ઠાર; એવાં વચન સુણી તે ઠાર તારે હરખ પામી અપરમપાર ચરચા જોવા બેઠી તહી હાશ વીનોદ થાએછે સહી, ઘણી ખુશાલી તેને મન, નચીંત થઈ બેઠાં સહુ જન. રાજકુંવરે પછે કાડી વાત. ભાગવા શઉના મનની બરાંત.

દોહરા—ત્યારે રાજકુંવર મુખ બોલીઓ સુણીએ રાયજી વાત; હકીકત તમારી કેહો, ભાગે મન ઉચાટ; રાજ રીત શી રીતે કરો છો, પ્રજા તણા પ્રતીપાળ; નારી ફરેજન તમને શહી, તે કહો માંડીને વાત; પ્રધાન તમારે ડાહ્યો હશે કોટ-

વાળ હશે તેણી વાર; તે શરવે કહો તમો, પછે અમે કેહેશુ અમ વાત ત્યારે જલદસીંગ પછે બોલીઓ, સાંભળો રાયજી વાત એ હકીકત માંડી કહું ચીતમાં લાવો ખ્યાત.

ચોપાઈ—સુણો રાય ચતુર સુજાણ ખતરીના એ છે શ-નતાન; રાજ ચલાવું રૂડી પેર, ઘણી ખલખત છે મારે ઘેર; પ્રધાન કોટવાળ છે રૂડી રીત, તે ઘણા ડાહ્યા છે ચીત; ઘરમાં તરૂણી છે એક; તેને પુત્ર ચાર વીવેક; તે પુત્ર અ-મીર આગળ સહી, તેના ગુણનો પારજ નહી; કામ કહ્યું કરેછે તરત, નથી લાવતા મનમાં ગરવ.

દોહરા—ત્યારે રાજકુંવર પછે બોલીઆ, કહી તમોએ સ-ત્યજ વાત; ચાર પુત્ર તમે કહો પણ મેં સાંભળ્યા પાંચ; ત-મોજે ચાર કહોછો સહી, તે અચરત સરખી વાત; પાંચમો પુત્ર કહો કયાં ગયો. સાચુ કહો વીખ્યાત; જલદસંઘ ત્યારે બોલીયો, સાભળો રાયજી વાત, પાંચમાની વાત કહેવાની નથી. તેમાં ઘણો ઉતપાત; જન્મ થયો તે પુત્રનો જોશીએ કરચો વચાર; આ પુત્રને જોતાં અંધ થશો, એ અચરત સરખી વાત, માટે દેશવટો દીધો એ પુત્રને, કહાડ્યો જંગલ મોઝાર; વજીર સાથે પરવરયો, રક્ષા કારણ સાથ; ત્યારે રા-જકુંવર બોલીઓ, કેવું હતું તેનું રૂપ; નામ તેનું શું હતું, ત વીસ્તા-રી કહો ભુપ; જલદસંગ ત્યારે બોલીઆ, શું જાણું એનું ના-મ; વજીરને પછે તેડાઓ, સાચુ કહો આ ઠામ તે વજીર આવી ઉભો સહી કરજોડી કરયો પ્રણામ; શું ફરમાવોછો રાયજી એમ કહીને નમ્યો તે ઠામ, રાજકુંવરે પછે ઓળ-ખ્યો નીશ્ચે વઝીર કેહેવાય, એણે પાળી મોટો કરયો, એમાં સંદેહ નવ ધરાય. ભણાવ્યો ગણાવ્યો છે મુને કીધો ઘણો ઉપકાર; એમ વીચારી મન વીષે, પુછ્યું સભામોઝાર, પાં-ચમો પુત્ર રાજા તણો, તે સોંપ્યો તમને જાણ; તેનાં નામ કળા ગુણ ચાતુરી. ધારીને કહો મંડાણ; પછે વજીરે માંડી

કહ્યું. જે પુરવે હતી વાત, તે સાંભળીને હરખીયા, ખુશી થયા સઉ સાથ. તારે વજીર કહે સઉ સાંભળો કહુ અચરજ એકવાર. પાંચમો પુત્ર જે હતો તેવો છે આ રાજકુમાર, એ કાંતી ચતુરાઈ તે તણી રૂપ રાગને રંગ; મેં રાક્ષી એની ફ-રી, પાંચમા પુત્ર એ સંગ; તમારા પુન્યથી ઓળખ્યા સાચી કહુંછું વાત. મહારાજ એ ખોટી કહો, વીસ્તારી કહો વાત.

ચોપાઇ—નીશાની એધાણી સઉ મળી, મળ્યા અન્યો-અન્ય પોતે વળી; તમને મળવાને તેડે છે તહીં, વેગે કરીને ચાલ્યો વહી. એવાં વચન શોકનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; તે વીનતા તણું ઘણું દુખ, જોવા ચાહ્યા મા પુત્રનું મુખ. વધામણામાં આપ્યા શણગાર, સુખપાલ ઉપર બેઠા તે ઠાર; માતા પુત્રને મળ્યાં તહીં. શોભા જોતાં દીગમુઢ થઈ. રાજકુવર જઈ નમીયો પાય, હું તો પુત્ર તું મારી માત; દાહુ સુખ ને દુખ ગયું વીસરી, રૂંવે રૂંવે થયા રાણી ઠરી માત પીતાને બીજા ભ્રાત, કરવા લાગ્યા ગુંજની વાત.

દોહરા—માત પીતા સુખ બોલાયાં, કુળ તારણ તું તન; પરણાવીએ તુંને પદમણી, વીનતા રૂપ રતન. સંસારતણું સુખ ભોગવો, ઘણું દુખ પામ્યા રાય; એમ કહીને રોઈ ઘણું, ભરે આંખ તેની માય. અરે માતાજી ચીંતા તજો, બે પરણ્યો છું નાર; એતો દાશી તમ તણી, કાહાતો લાવું આ ઠાર. તારે માત પીતા હરખ્યા ઘણું. જોવા ઈછુંછું મુખ દીકરા દેખાડો વહુ મુજને, તો તો જાએ દુખ. સરવે સઉ ટોળે મળી. એમ કેહે છે વારંવાર; વહુ જોવા ઇચ્છે છે સઉ, તે દેખાડો આ ઠાર. રાજકુવરે ગયો મેહેલમાં, જ્યાં વીન-તાનો વાસ; ચરણે લાગી બેઉ ચંતની, સનમુખ ઉભી બેઉ પાસ. માત પીતા મુજ પાસે આવીયાં, મળવા કુટુંબ પરીવાર; તમને મળવા તેડે તહીં, માટે ચાલો બંને નાર. ચક નાંખીને બેસજો, નવ દેખાડશો કાય; ત્યારે તમને પુછશે, મારા માતપીતાય. હોજલ પડદો શો મુજ આગળે,

તમો ફરજન થયાં આજ; ખોળે બેસો આવી કરી, મા બાપની શી લાજ, તેવારે તમે મુખ બોલજો, અમારો સફળ અવતાર; તમારા દરસનની ઈછા ઘણી, ચરણે નમું આ ઠાર. ગુલામ હમારા ચારછે, અહીં તેને કેમ દેખાડું મુખ; એવું શીખવીને આવીયા, બેઠાં માતપીતા સનમુખ. શણગાર સજી આવ્યા તહી, બેમુદા લાખી બે નાર; ચક નાંખ્યો ત્યાં દાશીએ, બેઠી પડદે બે નારે. તારે રાજારાણી બોલીયાં, તે વેળા તે ઠાર; હાસ વચન મુખ બોલીયા, શીદ ધરોછો લાજ. તમો પુત્ર સમાનછો, આવીને બેસો આજ; આ કુટુંબ મેળોછે સહી, નથી અતરાપી કોઈ અન; માટે આવો નીરભે થઈ, એમ બોલ્યા રાણીરાજન.

ચોપાઈ—ત્યારે લાખી બોલી તહી, તમે કહ્યું તેમાં સંદેહ નહી; માતપીતા તણી શીલાજ, પણ એક અચરજ સંભળાવું આજ. ચારે પુત્ર તમારા સનમુખ, તેને નહી દેખાડું મુખ; મારા દેશમાં આવ્યા એહ, રમત રમવા આણી નેહ. હાર જીતની પાડી હોડ, રમવા માંડ્યું તે ચારે કોડ; એ સર્વસ હાર્યા મારે ધામ, છેલી બાજીએ થયા ગુલામ. બાર વરસ મજુરી કરી, ચતુર વરજીને હું વરી; કરજોડી ઉભા મુજ પાસ, માગી રજા આણી ઉલાસ. બાર વરસ ગયાં વહી, હવે રજા આપો ઘેર જઈએ સહી; જાણે દીધું જીવત દાન, લાચાર થઈ બોલ્યા વાણ. માતપીતાને મળીને જઈ, કરજોડી એમ વાણી કહી; ઘણી વીનતી મારી કરી, પછી ગુલામી ડાગ દીધા સહી. ઢંગા ઉપર દીધા સહી, એ વાતમાં સંદેહ નહીં. નહીતર બોલાવી પુછો તાત; પછે માનજો સાચી વાત, જોઈને કહાડી મુકો તમો, તોતો આવીને મળીએ અમો, એ વાતનું મોટુ દુખ; ગુલામને કેમ દેખાડું મુખ, ઈશ્વરની આણ એ સાચી વાત. ન માનોતો જુવો સાક્ષાત, અચરજ પામી સજનને તાત; આતો અચરજ સરખી વાત, તે ચારેજણ શીરમોંઢા થયા, નીચુ જોઈને

ત્યાં ઉભા રહ્યા, માન ભંગ થયા તેવાર; નીચું જોઈને નીસર્યા બાહાર, ભાગો તેહ તણો હંકાર. પછી ચકથી નીસર્યા બાહાર, જાણે વીજળી ઉતરી આકાશ; તેથી રૂપ ઘણું પ્રકાશ, દેવ રૂપ વેશ ધરી કરી. ગન્યો નારી ત્યાંથી પરવરી, સાસુ સસરાને લાગી પાય; કરજોડી ઉભી તે જાગ, અમો દાશી તમારી આ ઠામ. જે ફરમાવો તે કરીએ કામ, રાણીએ કર મુક્યો શીશ; અખંડ શૌભાગ દીધી આશીશ, પદમણી સ્ત્રીમાં કોણ માત્ર. ઘણી નાજુક ને ગોરૂ ગાત્ર, ત્રપત થયા જોતામાં મન; ઘણી ખુશાલી દીધી તે દન, રાજારાણીએ આપી રજાય. રાજસભામાં બેઠા રાય, પાંચમા પુત્રને પાસે લઈ; પછે મેહેલમાં વીનતા ગઈ, શું વીત્યુ ભાઇ તમારી કાય. તે સઉ વીસ્તારીને કહો આંય, ત્યારે રાજકુવરે સઘળી ત્યાં કીધ; રાજાએ સુણી સરવલીધ, વાત સાંભળી અચરજ થયા. પછે રાજાએ બોલજ કહ્યા, પછે ચાર પુત્રને બોલાવી કરી; ચતુરાઈ ભલી તહાં તમે કરી; ન આપત ફુલ તો ઘાતજ થાત, તારે ઘસવા પડતે હાથ.

દોહરા—હવે વચન કુંવરનાં સુણી, અચરજ પામ્યા મન; ધન ધન તારી બુધને, વળી પરમેશ્વર પ્રસન. તેં નામ વધારેચુ પુર વિષે, ઓશીગલ શું થાઉં આજ; તેં દુખ વેઠ્યું કાય ઉપરે, ને ફુલ લાવ્યો મુજ કાજ. સાબાશ સાબાશ સહુ કહે, વરણ અઢારે લોક; માગી રજાને પરવરચો, સમીઆ સઉના શોક. પછે જલદ રાજા બોલીયા, પુત્રની સાથે વચન; સીરકસ્તાન આવો તમો, તો હરખે મારૂ મન. રાજ પાટ આપુ તમને, તેથી રેહેશે મુજ નામ; માટે સાથે આવો તમે, એમ બોલ્યા તે ઠામ. ત્યારે રાજકુંવરે વીનતી કરી, એમ કેમ થાએ કાજ; તમ છતાં અમે બેશીએ, તો થાય કુળને લાજ. નીત મળવાને આવશું, ને રેહેશું આણે ઠામા એમ કહીને ચરણે નમ્યા. પીતાને રાજકુમાર, જલદ રીઝ્યો અતી ઘણું; પુત્રનાં સુણી વચન. રજા માગીને

પરેવર્યો. પુર વીશે ત્યાં રાજન, ત્યાં નારગોપ નીશાન ગડગડે; ગગન વીશે ત્યાં જાય, પુર વળાવી પરવરયો. આણંદ અંગ ન માય, રાજપાટ રાજાજી કરે; કુંવર રહ્યા તે ઠાર, એ વાત રહી એટલે. વળી બકાવળી શું કરેછે વીચાર, ચરચા તેણે સઘળી જોઈ; લીધો સઘળો પાર, ધનધનછે એ નરને. એમ મનમાં કરો વીચાર, એવાં પ્રાકરમ એણે કરેચાં; તે કરી ન શકે કોય, મરતલોકનું માનવી. ઈંદ્ર સરખો કોય, ચતુરાઈનો કોઈ પાર નથી; એવી જોડી નથી જુગ માય, વરત ભંગ મારૂં કર્યું. એણે ઝાલ્યો માહારો હાથ. વળી વીંટી મારી હરી ગયો; ધન ધન એની જાત, માટે એ નરને હું વરૂ. હેવા નથી સંસાર, એમ વીચારી મન વીશે; કાગળ લખ્યો તે ઠાર, વીંટી રાજકુવર તણી. ઘાલી ગયો હતો જે હાથ, બંને વાનાં મોકલ્યાં; સમેદ પરીના સાથ, આ આપી ફરી આવો તમો. રાજકુંવર છે જ્યાં, પ્રતી ઉતર લખાવી કરિ, આવજો હું છું ત્હાં.

ચોપાઈ—એમ કહી ચાલી તેણીવાર, જ્યાં પોતાનો હુતો ઠરાવ; જીવ રહ્યો રાજાની પાસ, ક્યારે પોહોચશે મનની આશ. દાશીને સોંપી ગઈ કામ, તે તો ગઈ રાજાને ધામ; વીંટી કાગળ આપ્યો તહીં, એકાંત જાગ બેઠા છે સહી. અચરજ પામ્યો મનમોઝાર, વીંટી દીઠી પોતાની તે પાસ; ત્યારે ગુલબંકાવલી સાંભળી તહીં, તેના કરમાં ઘાલીતી લઈ. નખ શીખથી હરખ્યું અંગ, મોહ પામ્યો થયો મન ભંગ; વીંટી જોઇને વ્યાકુળ થયો, તે વીનતા પ્રત્યે બોલજ કહ્યો. કોણે મોકલી તુજને નાર, ક્યાંથી કાગળ લાવી આ ઠાર; ત્યારે તેણે જોડ્યા હાથ, પ્રતી ઉતર કરયા તે સાથ. ગુલબંકાવલી પરીનું નામ, તેણે મોકલી આણે ઠામ, વીંટી નીશાની તમો લીજીએ; આ કાગળનો ઉતર દીજીએ, એવાં વચન વીનતાનાં સુણી. ખુશાલી મનમાં વાધી ઘણી,

કાગળ લઈ રૂદીયા શું ધરી, વાંચવા માંડ્યો હેતજ કરી.

**દોહરા**—પ્રતી ઉતર પાછો લખ્યો, એ સઘળી સાચી વાત; ફુલ લીધું તળાવથી, જોયો બાગ સાક્ષાત. સાતમે મેહેલ હું તો ચડ્યો, ત્યાં દીઠી તમને નાર; પગથી તે શીખા સુધી, મેં શોભા જોઈ અપાર. નીદ્રા વશ તું તારૂણી, મેં નીરખી તારી કાય; મોહ બાણ વાગ્યું સહી, મારા રૂદીયા માંહ્ય. આશકનું ચાલે નહીં, હાથ કરૂં લગાર; દીલ નહી રાજી તેહનું, તો મારી નંખાવે તે ઠાર. કદાપી માહાસુક રીઝીએ, બખસે તનમન ધન: નમીસીત આગળ ધરે, કરે તે મન પ્રસન. એ પ્રમાણે એ વાતમાં, નીશ્ચે કરૂ એ વાર; વીંટી બદલી મેં તજ્યો, તરત તમારો ઠાર. જો મહાસુખ રીજશે, મનમાં તો કરશે ભેદ અપાર; જમીન ફોડીને પરવરે, નવ ડરે લગાર. એ વખત ત્યાં આવીયા, ઘણી ચતુરાઇનું કામ; હવે એ સેહેલું નથી મુશકલ છે આ કામ. કીરપા દ્રષ્ટિ હશે તમ તણી, લખાત પદારથ હોય; તોતો મળશું એકઠાં; તેને કળી ન શકે કોય, એમ લખીને પત્ર આપ્યું તહીં. સમેદ પરીને હાથ, ગગને તે ઉડી ગઈ ચાલી પોતાની સાથ, પછી બેકાવલી કને ગઈ. ચરણે નામ્યું શીશ, કાગળ મુખ આગળ ધરો; તવેળા તે દીશ, પ્રસન થઈ તે મનમાં ઘણી. ઉમેદ આવ્યો મન, ઉકેલીને વાંચીયો હરખ ધરીને મન; પ્રતી ઉતર વાંચી કરી, પ્રસન થઈ ઘણી નાર. ધન એ પુરૂષની ચાતુરી, ધન ધન મુજ અવતાર; તે નરને તેડું અહો, બત્રીસ લક્ષણ મુજ જોડ. પરણીને થાવું પ્રેમદા, તો પોચે મનના કોડ; આશકનું ચાલે નહીં, માશુક આગળ લગાર. માટે વીંટી મુકી ગયો, ધન ધન રાજકુમાર; તેડાવું તે નરને, રશીક રઢીઆળું મુખ; હવે જોવું એનું પારખું, તેડીને ભોગવીશ સુખ.

**ચોપાઈ**—હેવું મન વીચારી કરી, સાહેલી સાથે વાણી

ઓચરી; અબોલાને લાવો અહીં, તેથી કામ થવાનું સહી. સુણી વચન ગઇ તે દાસ, આવી અબોલા કેરી પાસ; મુખ થકી તેણે વાણી કહી. ગુલબંકાવલી તેડે છે તહીં. માટે ચાલો મારી સાથ; એવી મુખથી કહીને વાત, અબોલા ધ્રુજવા લાગી મન. કાંઈ આવ્યું શીર વીઘન, મનમાં હિમત બહુ ધરી; ચાલી સાહેલી સાથે પરવરી, ગઈ બાગમાં વીનતા પાસ. એક અબોલાને બીજી દાસ, રૂદન કરતાં દીઠી નાર; મુખ ઉતરી ગયું તે વાર, શું દુખ તમને થયું છે માત. મુજને કહોને સાચી વાત, જે ફરમાવો તે કીજીએ. હુકમ તમારો શીર લીજીએ, શી વાતનું તમને દુખ; વીસ્તારીને કહોને મુખ, ત્યારે બંકાવલીએ વાણી ઓચરી. તેં મુજને દુખીઆરી કરી, રૂવેરૂવેથી બળું છું અમો; તે વહની સળગાવી તમો, જામાત્ર કરીને રાખ્યો પાસ. તે નરને લઇ આવો આ વાસ, તનમન તે માહારા પ્રાણ. તેને વીજોગે દુખીઆરી જાણ, તે નરની મુજને વહની થઇ એમ બંકાવલી બોલી તહીં, ભોગવું તે નરની કાય. ત્યારે હઇડું શીતળ થાય, તે ઉપર જાય સઘળુ દુખ; શું વીસ્તારી ને કહીએ મુખ, દુખ તજો તમે મનથી આજ. લાવું ચાર ઘડીમાં રાજ, એવું કહી અબોલા ગઈ; મન વેગે જઈ ઉભી રહી, વાયુ રૂપ તેને શીવાર. જઇ કરી ઉભી તે ઠાર, રાજકુંવરનું હરખ્યું મન; ચરણે નમી બોલ્યો વચન, માતાજી પધાર્યા તમો. પ્રસન થયા છઇએ અમો. ત્યારે હશી અબોલા બોલી વાણ. ખુશાલી લાવી ચતુર સુજાણ, પુરવ જનમનું તારૂં પુન્ય; બંકાવલી તુજ ઉપર થઈ પ્રસન, તનમનથી ભજે છે તુને. તેડવા કારણ મોકલ્યા છે મુને, નેવનાં પાણી મોભે જશે; વીનતા તો તારી થશે, રાજકુંવર તો થયો રળીઆત. એ તુજ પરતાપે મારી માત, ગગન મારગે ચાલી ગઈ; ત્યાંતો વાત વીપરીત થઈ, તેની માતાએ જાણ્યું સહી, તે મળવાને આવી તહીં.

ચોપાઇ—પુત્રી પાસે તે જઈ કરી, તે બોલી મુખથી વાણ; ઘણા દીવસ તું દીકરી, તું ક્યાંથી આવી જાણ; મુમો બાગ તમારો થયો. મે સાંભળી એવી વાત, તે કારણ આવી અહીં, શાચી કેહેને વાત; ક્યાં ગઈતી તું દીકરી મુકીને આ ઠામ. લંછન લાગે કુળને તેં કીધુ એવું કામ;મરેત લોકનું માનવી, તે ઉપર થઈ રળીઆત; તું ગઈ વસ્તીમાં તારૂણી મેં એવી સાંભળી વાત. કુળને કલંક લગાડવા તું અવતરી મારે પેટ; ધીક અવતાર તે તાહરો,માહરૂ જણતર ઉંચુ વેઠ. આપણ અપછરા ઈંદ્રની ગાંધરવ લોક અવતાર; માનવકશા લેખામાં નહી તે નવ કરચો મન વીચાર; એમ કઠણ વચન ઘણાં કહ્યાં તે સરવે સાંભળ્યાં કાંન. હુંતો કાંઈ નથી જાણતી કોઈ પુરૂશની વાત; પછે મુખથી ઓચરી. માતાને દઈ માન જાુઠું આળ મુકો મને તો હું કરીશ દેહની ઘાત; જીવને કરાર હતો નહીં. નવ ગમ્યું આ ઠાર. રમવા કારણ હું પરવરી; સાહેલી સાથે બાહાર, જાુઠુ તોહોમત મુકો મને; એમ કહી ભરચાં લોચન. તારે સંદેહ ભાગ્યો મન તણો, હરખિ પોતે મન. એમ કરતાં નીશા પડી રહી તે પુત્રિ પાસ, અબોલા લાવી તે સમે તેને પાસે તેડી દાસ, મુખ થકી તેને કહ્યું લાવી રાજકુમાર; અરજ કરો જઈ માહરી, એમ કેહેરાવ્યું તે ઠાર. ત્યારે સાનમાં સમજાવી કરી, આવ્યો મનનો માન્યો આ ઠાર. બંકાવળીએ ઈશારત કરી, ઉતારો બાગ મોજાર, એકાંત જગા ત્યાંછે સહી.તાંહાં શોભા કહી નવ જાય;તાંહાં મુકામ આપો રાયને અબોલા થઈ વીદાય. એમ કરતાં રજની પોહોર થઈ, સુતી તેની માત. બંકાવળી ઉઠી પછે, આણંદ અંગ ન માય.

ચોપાઈ—ઉમેદ વાધ્યો અપરમપાર, સજ્યા અંગે સોળ શણગાર; દીવ વસ્ત્ર અંગ ઉપર ધરી, મદભરી ચાલી સુંદરી. તેના રૂપને કોણજ કળે, જાણે જોત સુરજમાં ભળે; જાણે ઝળકી રહી જોત,ઉદેકાર થયો ઉદ્યોત. રાજકુંવર બેઠો

ત્યાં સહી, રમઝમ કરતી આવી તહીં; દ્રસ્ટે દ્રષ્ટ મળી જેટલે, કુંવર મોહ પામ્યો તેટલે વાગ્યાં તેને મોહનાં બાણ, પડ્યા પ્રથવી વશ થઇને પ્રાણ; બંકાવળી ત્યાં અચરજ થઇ, નારી રૂપથી શુધના રહી. ખોળામાં લ ધું શીશ, વાયુઢોળે તે દીશ; અમરખુ દ્રષ્ટી જુએ તે નાર. સીતળ થયા પછે તેની વાર કામદેવ સરીખો દેહ, દીઠી એને ઉપનો નેહ, જાણે ઇંદ્ર તણો અવતાર, જોતામાં થઇ અચરત તે ઠાર; દુખ સઘળુ જોતામા ગયું. વીહવળ મન વીનતાનું થયું ખોળામાંથી ઉઠ્યો જેટલે, વીનતા ચરણે નમી તેટલે દ્રસ્ટે દ્રષ્ટી અન્યો અન મળી; ગયાં ચીત બનોના ગળી. કહે બંકાવળી હશીને વચન, સાંભળો રાજવંશીના તન; ભલે પધારયા આણે ઠામ; હવે માન્યું છે મારૂ મન;વીંટી મારી બદલી અહીં. તે દીવસની નીદ્રાવની થઇ, અમોલાને મોકલી અમો, તે શોધીને લાવી તમો માહારા હઇડા કેરા હાર પરમેશ્વરથી અદકા આ ઠાર. અવર પુરૂશ બીજો સંસાર, ભ્રાત તાત સરખા નીરધાર; એમ કહીને કીધુ હાશ,ત્યારે કર ઝાલીને લીધી પાસ; બાથમાં ઘાલી તે ઠાર. ગાંધરવ વીવાહ કરયો તે વાર; પછે એક એકનાં પ્રેમ છુટ્યાં સહી, ચુંબન વીનોદ કરેછે તહીં એક એકનું મનડુ ગયું છે મળી; પોહોતી બેઉના મનની રળી. ભોગ વીલાસ કરે નર નાર;સુખ પામ્યાં બનો તે ઠાર, સુખ સજ્યા ઉપર સુતાં બેઉ સાથ; એક એકને ભીડી ભુજ બાથ નીંદ્રાવશ કાયા બેઉની થઇ; તન તણી શુધ નવ રહી, મધનીશા ગઇછે રાત,જાગી ઉઠી તેની માત, પુષ્પ પીમળપે નીકળી બાહાર; આવી સુતાં જ્યાં નરને નાર; દ્રસ્ટે જોયું સુતાં નરને નાર કલેજુ દાજુ અપરમપાર.પછે મન વીચારી કરી ત્યાં શું કરેછે સુંદરી.

દોહરા—દ્રસ્ટે દીઠો માનવી, સુતો પુત્રીની સંગ. દ્રસ્ટે દેખી નવ શકે. જ્વાળા લાગી અંગ; જાલી પગને બેસીઓ ઉરાડી દીધો આકાશ; જાણે ગોફણ ફેરવ્યો,તે રીતે તે ઠાર.

બંકાવળીને ઝાલી તહીં, મારા તમાચા દસવીસ; લઈ ચાલી પોતાના શેહેરમાં, સ્વરગ પુરી તે દીશ. ગાંધરવ નામે પીતા સહી, પોતાનો ભરથાર; હકીકત માંડી કહી, પુત્રીના તેણી વાર; ક્રોધ કરયા કાયા વીશે, કેદ કરી તે ઠાર. કેદમાં રાખી કામની, પણ નરનું ના મુકે નામ; ઘડી પલકના વીસરે જુરે રાતને દન. અન્ન જળ નીદ્રા તજી, કરે ઘણું કલપાંત; હાલે દીલ તેનું થયું, તજ્યાં સઘળાં સુખ. રાજકુંવર નવ વીસરે. લેહે લાગી તે મુખ. સોળે શણગાર તેણે સજ્યા, વીલાપ કરે અપાર. બે હોશ થઈ અવની પડી, વળી મુખે કરે પોકાર; દાશીએ જાહેર કરયું તેના દુખની વાત; તે નરના વીજોગથી, કરેછે દેહના ઘાત ખાન પાન સરવે તજી રૂદન કરેછે અપરમપાર. ત્યારે માત પીતા ઘણું કોપીયા, બેડી જડી પગ મોઝાર. ગળામાં તોગ ઘાલ્યું વળી બાંધી થંભ સુજાણ, કુળને કલંક લગાડીયું. ધીક ધીક જીવતર નીરવાણ; ધીકાર પડ્યો તુજ રૂપને, ધીકાર પડ્યો તુજ અવતાર ધીકાર પડી તુજ ચાતુરી, તેં તો કુળ બોળીયું આ ઠાર. નફટ થઈ નથી લાજતી, હજી તે વાતના ખ્યાલ; હત્યા ભાગો નવડરૂ આણીશ તારો કાળ; ડાહાપણ રૂપને ચાતુરી, તેમાં ઉઠી આગ. કેમ ન મુઈ તું દીકરી, લજાવ્યું મારૂં કુળ; એમ કહીને કેદ કરી, કાંઈ નવ ચાલ્યુ તે નાર. હવે રાજકુવરને નાંખીયો તેનો કહું વિસ્તાર.

ચોપાઇ—ક્રોધ કરી ફેંક્યો તેણીવાર, જાણે ગોફણ ફેરવી તેણી વાર; સમુદ્ર મધે પડીયો જઈ, ગયા ત્રણ જોજન ત્યાંથી સહી. પ્રભુની માયા અપરમપાર, બચાવી લીધો તેણીવાર; આવરદાની દોરી લાંબી સહી, તે કોઇથી તોડાએ નહી. સમુદરે છોળ મારી તે ઠાર, કાઢી નાખીયો જળથી બાહાર; સવા પોહોરે થયો સાવધાન, આંખ ઉઘાડી જોયું તે ઠાર. જુવે તો દરીયાના નીર, એક તરફ ઝાડી ગંભીર; વીચારયું પોતાને મન, બઆીલ વાત થઈ તે દીન. હવે

આશા જીવ્યા તણી નથી, એમ વીચારયું મનમાં કથી; કરમ કીધું ભોગવશે દેહ, એ વાતમાં નહી સંદેહ. એમ મનમાં વીચારી કરી, ત્યાંથી ચાલ્યો હીમત ધરી; એક કોશ ગયો જેટલે, વાડી એક દીઠી તેટલે. ઘણી ખુશાલી મનમાં થઈ, અમરત ફળ વળતી દીઠાં તહીં; એમ વીચારી પેઠો તે માંહ્ય, અમરત સરખુ દીઠું તાંહ્ય. જાણે માણસ અપરમપાર, તુટી પડ્યા ધરણીમોઝાર; વજરથી કઠણ કીધું મન, હીમત રાખીને રાજન. મારી ઠોકરને ચાલ્યો જાય, હીમત રાખી મનડા માહ્ય; વળી કોસ મુકી તે જાય, ત્યાં દીઠો એક બીજો બાગ. ઘડા જેવડા દીઠા અનાર, તેની શોભાનો નહી પાર; ફળ મધે અનારનાં ઝાડ, બીજી ઝાડી ભાર અરાઢ. રાજકુંવરનું હરખ્યું મન, એક ફળ તોડ્યું તે દીન; ચીર્યું ફળ તેનીવાર, નીકળ્યાં જનાવર અપરમપાર. ઉડવાને લાગ્યાં ચોપાસ, તહાં શોભા તણો ખજાસ; મેવા તણો કાંઈ પારજ નથી, ફુલે ફુલ શું કહું કથી. શીતળ નીર સરોવર સાર. અમરત સરખુ તેમાં નીર; આશપાશ દ. રયાનાં નીર, તે મધે રચના દીઠી તે તીર. પીધું નીર ફળ ખાધાં લઈ, પછે મનથી વીચાર્યું તહીં.

**દોહરા**—ફળ જળ મળ્યા સહી, સુખ પામ્યો તે રાય; કુદરતનો ખેલ દીઠો સહી; અકળીત કળ્યો નવ જાય. ચારે દીશાએ દરીઆનાં નીર, નવ જવાનો ઠાર; ક્યારે વસ્તી દેખશું, ક્યારે આવશે દુખનો પાર. વાહાણ તણો રસ્તો નથી, એ અલોકીક છે ઠાર; માટે હીમત હારવી નહી, એમ મન કીધો વીચાર. જ્યાં કાષ્ટ પડ્યાંછે અતીઘણાં, ત્રાપો બાંધ્યો ત્યાંય; મુક્યો સમુદ્રમાં તેહને, જેમ હરી કરે તેમ થાય. એકવાર મરવું સહી, લખીત હશે તે થાય; આવરદા હશે સહી; તોતો પામીશું પાર, એમ કહી બેઠો સહી. અંદેશો કરતો જાય, પડ્યો તે છોળમાં જાય; ત્રાપો તેણી વાર, મડા ગાંઠ જઈ વળગી પડ્યો. આવ્યો તે અરણવ

માંહ્ય, દરીઆગે છોળ મારી કરી; કાહાડી નાંખ્યો પેલપાર, રેત ઉપર ઠરીઓ જઈ. એ કુવર તેણે ઠાર, સાતા થઈને ચાલીઓ; હીંમત રાખીને મન, નીશા પડી તેને સમે. મહા ભયાનકછે વન, વાઘ વરૂ ઘણાં તહીં; શબ્દ કરે ચો-પાસ, ઘણી ઝાડી વીકટ તહીં. અનેક જનાવરનો વાસ, તે ઠામે ધીરજ નવ રહી; ધરૂજવા લાગ્યાં હાડ, ચતુરે કીધી ચાતુરી. ચડી બેઠો એક ઝાડ, મધ નીશા એમ કરતાં ગઈ; થયું અજવાળુ ઉદ્યોત, જાણે દીવશ ઉગીઓ. ભાનું કેરી જોત, જાણે મધ્યાન થયા સહી; તેવું થયું તે જાણ, રાય તો અચરત પામીઓ. એટલે દીઠો એક નાગ, તેને માથે મણી સહી; તે તણો ઉજેસ, ખરા મધ્યાન જાણે થયા. તે જોજન એક ફરતું ચોદેશ. ત્યાં ઝાડ હેઠળ આવી ઠર્યો; મુકયું મણી તે ઠાર, પછે ચારો કરવા પરવરચો, મછનો કરવા અહાર.

ચોપાઈ—મછ તણો તેણે કીધો અહાર, તરપત થયો તે વાર; પાછો ફરીને આવ્યો સહી, જ્યાં મણી મુકયુંતુ તહીં. પાછું ચડાવી લીધું શીશ, સજી કામ ચાલ્યો તે દીશ; મણીના તેજથી મછ નાશી જાય, માટે મણી મુકીને જાયને. રાજકુવરે જોયો તે ખ્યાલ, એમ કરતાં થયો પ્રાતઃસકાળ; કંદમુળને કીધો અહાર, પાછો ચડી બેઠો તે ઠાર. પછે કા-દવનો એક પીંડો કરી, જઈ બેઠો તે ઝાડે ચડી; વીત્યો દીનને રજની પડી, આવી નાગ પોહોચ્યો તે ઘડી. મધ નીશાની વેળા થઈ, તે સમે નાગ આવ્યો તહીં; જાણે સુરજ થયો પ્રકાશ, આવ્યો નાગ તે વૃક્ષની પાસ. મુકયુ મણી નવ લાગી વાર, ચાલ્યો મછનો કરવા અહાર; દરિયા કાંઠે પહોચ્યો જેટલે, ઉપરથી કાદવ નાખ્યો તેટલે. મણી હતુ તે ઢંકાઈ ગયું, અંધકાર તે વેળા થયુ; ગતી ભંગ તે નાગની થઈ, પડી ફાળ શુદ્ધી નવ રહી. આંખે અંધ થયો તે વાર, મણી વિના ન સુઝે લગાર; પછાડા મારે ક્રોધજ કરી, ગયા પ્રા-ણ તેના નીસરી. એમ કરતાં તે રજની ગઈ, નાગતો પાછા

આવ્યો નહિ; રાજકુંવરે કરચો વીચાર, હેઠો ઉતરચો તેણી વાર. મરતીકા આણીને કહાડ્યું મણી, તે તણી શોભા છે ઘણી; જતન કરીને બાંધી લાય, ત્યાંથી પંથ કરચો છે શીઘ્ર. કોશ એક તે ચાલ્યો વહી, નાગ મુઓ દોઠા તહી; ગુણ ઓસીગળ તેને થાઉં, એની દેહને દાગ દઈને જાઉં. એમ વીચારચું તે ઠાર. ઘાસ તણો કીધો અંબાર; તે મધે ધરીઓ નાગ. રાજકુંવરે પછે દીધો દાગ. તાર પછે તે ચાલ્યો વીર, મન મધે બહુ રાખી ધીર; એક તરફ ઝાડી ગંભીર, એક તરફ દરિયાનાં નીર. પાહાડ પરવત ઘણી ગુફાય, જબ જોળ ઘણિ છે ત્યાંય; તે મધે ઉતરે ને ચડે, મરણ થકી તેતો નવ ડરે. વાઘ વરૂ વનચરને સરપ, મોટી ફાળ દેતા અજગર; ઘણું ભયાનક વન જાણ, કાયર નરતો છાંડે પ્રાણ. તે મધે તો ચાલ્યો જાય, વજર કલેજુ કરીને રાય.

દોહરા—નીશાં પડી તેને સમે, હીમત નવ રેહી મન; વીશરામ કરચો જઈ ઝાડપર, તેણે સમે રાજન. તે ઉપર મેહેલ હતો, એક મેનાના સાર; બચ્ચાં ચાર છે તેહમાં, પાંચમી મેનાં નાર. તે જનાવર નથી જાણતાં, જે ઉપર છે માનવી જન; ઘટીકા એક રજની ગઈ. તારે બચ્ચાં બોલ્યાં વચન. માતાજી કહો કાંઈ વારતા, વાકેફ કરોની આજ; હવે અમે મોટાં થયાં, જાશુ ચરવા કાજ; આ જંગલની વારતા, માંડીને કહો વાત. કઈ દીશાએ જઈએ અમો, ચરવા કારણ માત; એવાં વચન પુત્રનાં સુણી, મનમાં થઈ રળીયાત. પ્રસાન થઈ તે ઓચરી, પુત્રની સાથે વાત; ઉતર દીશા ભણી પહાડ છે, જહાંથી એક જોજન. હીરા તણો એ છે સહી, તે ઉપર શરોવર સાર; તેની પાસે એક ઝાડ છે, તેના ગુણનો નહિ પાર. તમ આગળ તો હું કહું, ઝાડ તણો ગુણ જેહ; સાંભળ સુત ચીતે કરી, માંરાને કહુ નેહ. પ્રથમ ગુણ કહુ પાનનો, વાગ્યા હોય શરીરે ઘાય; પાંદડાં તેપર મુકતાં, તરત રૂઝાઈ

જાગ. ફળ બાંધે કમર વિશે, તે ઉડે ગગન મોઝાર; સો જોજન જાએ સહી, એમ પળમાં નીરધાર. ડાંડી તણી જે લાકડી, મારે વજરની માંય; કડકા થઈ અવની પડે, તે વેળા તે માંય. છાલ તણી ટોપી કરે, ધરે શીર આણી નેહ; સરગ મૃત્યુ પાતાળ ફરે, પણ કોઈ નવ દેખે દેહ. એવા ગુણ છે ઝાડના, હઈયામાં હીરા લાલ; પણ ત્યાં કોઈ જઈ શકતુ નથી, ત્યાં નાગ છે વિકરાળ; ત્યાં રહાને તે ફરે, ઝાડ પાહાડની જાણ. પશુ પ્રાણી કે માનવી, જાય તેના લે પ્રાણ.

ચોપાઇ—માટે પુત્ર જશો નહિ, એવી મેનાએ વાણી કહી; બાકી ગમે ત્યાં ફરજો તન, ત્યાં જશો તો થાશે વિધન. એવાં વચન મેનાનાં સુણા, વળી બચ્ચાં એ વાણી ભણી; નવ જોઇએ આપણ ને ગરથ, નથી ઝાડ તણો કાંઈ અરથ. જે જાય તે જીવે નહિ, સરપ તેને ડસે તહીં; તે સરપ ને જીતનાર, માનવ નામે આવે તે ઠાર. જાવે ઝાડ પાડ ને ઠામ, શીધ કરે પોતાનાં કામ; એક એકના માથાનો સહી, પરમેશ્વરે ઘડયા હશે તહી. પરમેશ્વરે રચના કરી, નરૂતમ વસ્તુ પ્રથવીપર ધરી; તે સઉ માનવી કેરાં કાજ, એ વાતમાં શો સંદેહ. કોઈ બત્રીશ લક્ષણો હશે તે જશે, અહંકાર નાગ તણો ભાંજશે; આપણને તેનું નથ કાંઈ કામ, સેજ વાત પુછું આ ઠામ. તારે વળી બોલી મેના વાત, સાચી કહુંછું મનની સાક્ષાત; કોઇ માનવી આવશે આ ઠામ, બત્રીશ લક્ષણ રહે ધામ. હીમત રાખી જશે એ ઠામ, તો તો થાશે તેનું કામ; એક ઉપાયથી જીતે નાગ, તે તમ આગળ કહુંછું આજ. તે પાહાડ નીચે કોતરકું સહી, એક રૂશી તપ કરેછે તહી; તેના જઇને સ્તુતી કરે, ત્યારે રૂશી વાણી ઓચરે. મસ્તક ઉપર હાથ મુકે જેટલે, કામ તેનું શીધ થાય તેટલે; એવી વાત મેનાએ કરી, રાજકુંવરે મનમાં ધરી. વીતી રાતને ઉગ્યો દન, રાજકુંવરનું હરખ્યું મન; તે પાહાડ ઝાહાડ જઇને જોઊં, મારા મનના સંદેહ ખોઊં. મોત

પોતાનું મુકીમાં લઈ, ઉતર દશા ભણી ચાલ્યો વહી; દુરથી પા'ડ દીઠો જેટલે, નિશ્ચે વાત થઈ તેટલે. એકવાર મરવુંસહી, પાછું ડગલું ભરવું નહિ; એવી મનમાં રાખી ધીર, ઊંડાણમાં ઉતરીયોવીર. પોતેમનમાંકરેચોવિચાર, હુંક્યાંઆવ્યોછુંઆણેઠાર.

દોહરા—આ જગા ઉપર મને લાવીયા, લખ્યા લેખ મુજ શીશ; અન જળ મળે નહિ, કરતા શ્રી જુગદીશ. જનમ ખધો ભમતો ગયો, વન વગડાની માંહ; ઠરી ઠામ બેઠો નહિ, ધીક પડ્યો મુજ કાય. એ રચના પણ જોવી સહી, અદ્‌ભુત સરખી વાત; મેનાની વાત સાચી પડી, ભાગી મનની ભરાંત. એવું મન ધારી કરી, પાસે ગયો તે વીર; ઘણો વરધ રૂશીને જોઈ, ચરણે નામ્યું શીશ. સ્તુતિ ત્યાં કીધી ઘણી; તલસવા લાગ્યો પાય, તરણ દિવસે રૂશી જાગીયા. સમાધી ઉતરી ત્યાંય, આંખ ઉઘાડી જોયું સહી; ત્યાં દીઠો માનવ જન, ત્યારે રાજકુંવર જઈ ચરણે નમ્યો. સ્તુતિ કરી તે દીન, કરજોડી ઉભો રહ્યો; ત્યારે બોલ્યા રૂશી રાય, જાઓ કામ તમારૂં નિશ્ચે થશે. એમ કરીને રહ્યા તે ઠામ, પાહાડ ઉપર ચડિયો સહી; હીમત રાખીને મન. જોતાં જોતાં ચાલીઓ. ધીરજ ધરી રાજન, દીઠી રચના તે પાહાડની; હીરા જોત અપાર, ચડ્યો છેક ઉપર લગી. ત્યાં દીઠું તળાવને ઝાડ, નીશાની સાચી મળી; સઘળી તે ઠાર, પાંદડાં ને ફળ ખાધાં તહીં. ક્ષણુએ ન લાગી વાર, નજીક જઈ પહોચ્યો તહીં; દીઠો નાગ વિક્રરાળ, દીઠો માનવી તેને તહી. રાજકુવર તેની વાર, ઝાડ ઉપર ચડ્યો સહી; ફળ ખાધાં તેનાં સાર, મેનાંનાં વચન સાચાં માન્યા. સંદેહ નહિ લગાર. છાલ કાઢી કહાડી ટોપી કરી; તે ધરી પોતાને શીશ, માગી લીધી એક જેષ્ટીકા, પછે તજ્યો ઠામ તે દીશ.

ચોપાઈ—મન મધે કરો વિચાર, નાગ મણી મુજ પાસે સાર; કોઇ મળશે તો લેશે સહી, એને રાખુ જતને અહી. ચારી જાંગ નવ લાગો વાર, તે મધે ઘાલ્યું તે ઠાર; ઉપર

પાંદડું મુક્યુ લઈ, તરત ઘા રૂઝાયો તહીં. પ્રસન થયો પોતાને મન, વળી આગળ ચાલીઓ રાજન; મોટો ગુણ ટોપીમાં સહી, કોઈ દ્રષ્ટીએ દેખે નહિ. નીરભે થયો પોતાને મન, જોતાં ચાલ્યો ઝાઝાં વન; અમુલખ વસ્તુ આવી મુજ પાશ, તેથી મન થયુ હુલાસ. પણ લખ્યા લેખ ટળવાના નથી, ભવીશ વાત સાચી સરવથી. તે કોઈથી ટાળ્યા નવ જાય, એમ મન વિચારે રાય; પાહાડ મુકી ચાલ્યો જેટલે, એક કઉતક વાત થઈ તેટલે. દીઠુ એક તળાવ રસાળ, આરશપાહાણની ફરતી પાળ; ઘણુ નીરમળ છે તેનું નીર, આશપાશ શોભેછે તીર. તે મધે મેવા ફળછે અપાર, જોતાં ત્રપત થયો તે ઠાર; ચાર ઘડી બેઠો રાજન, બેઠો બેઠો વિચારે મન. ગરદ થઈછે મારી કાય, વળી જળમાં નાહાવું આંય; એવો મનમાં કરયો વિચાર; લઈ મુક્યો સામાન તે ઠાર, તે મધે પડીઓ જઈ. કુદરતી ખ્યાલ એક તેમાં થઈ, ડુબકી મારી જેટલે; નર ફીટી નારી થઈ તેટલે, ધન પરમેશ્વર તારી ગતી. કો પાર ના પામે રતી, મેં શું કરમ કરયુ કીરતાર; નર ટાળીને કીધી નાર, અવતાર મારો મિથ્યા થયો. સરવ મનોરથ મનમાં રહ્યો, નવ પોહોચી મનમાની આશ; છેક થઈ બેઠો નીરાશ, ધીક ધીક મુજ પાપી પ્રાણ. શું બેઠોછે ઘટ માંહે જાણ, હવે જીવવું તે ધીકાર; નીકળ પ્રાણ આણી વાર, છેક હીમત હારયો રાજન. છાતી ફાટતે કરે રૂદન, એક જક્ષે સાંભળ્યો સાદ; તે પામ્યો ઘણું હુલાસ, તે આવીને શું કરે; વિચાર તે સંભળાવું આણીવાર.

દોહરા—ધસી કરીને આવિયો, શબદ સુણી તે ઠાર; રૂપવંતો દીઠી તે કામની, શોભા અપરમપાર. મુખ કમળ સરીખડું, ભમર ભ્રકુટી ધનુશ કમાન; ઉદર ઘુઅર અતિ આપતો, વસે તરંગી સમાન. ઘણી કોમળ તે કામની, ઉપવશીની જોડ; દ્રષ્ટે દીઠી કામની, પહોંચ્યા જક્ષના કોડ. પાસે જઈ ઉભો રહે. મુખે બોલ્યો વાણ, કોણ તણી તું

દિકરી, દીસે ચતુર સુજાણ. આ જંગલમાં એકલી. કેમ કરે રૂદન. સાચી વાત મુખથી કોહો સજ્યાં સહોદર જન. ચતુરાઈ મનમાં ધરી ફેરવી વાત તે ઠાર. તુજ ખોળે તો શીશ છે, તારે ગમતો માર; ત્યારે જક્ષ ઘણો હરખીયો, જળ છાંટયું પોતે નર; મંતરી કરી વાંહાં છાંટીયું ફરી રૂપ થયું તે વીર.

ચોપાઈ—જળ પરવેશ થયો જેટલે. હાથી સ્વરૂપ થયું તેટલે; નારી હતી તે થઈ નરની કાય, રૂપનાઈ રૂપ થઈ અકળાય. વાંકુ મુખને નાક વીકરાળ, મોટા હાથ જાણે વીકરાળ, એવી દેહ જળથી થઈ, પ્રભુની માયાનો પારજ નહીં. જળથી કાઢી નાંખ્યો બાહાર, અપસોશ ધરી બેઠો તે ઠાર; મોતતો કાંઇ આવ્યુ નહીં, કરૂપ કાજળથી કાળી થઈ વળી સબુરી રાખી અપાર, નારી ફીટી નર થયો તેઠાર; એ ખુશાલી મીટી થઈ, વળી આગળ ચાલ્યો વહી; જોજન એક ગયા જેટલે, નારી એક મળી તેટલે રૂપે. રંગીલી જાણે રૂપનાઈ. બેશ કરતાં શોભે સવાઈ; દુરગંધ ઉડેછે દુરથીજાણ, મોટું મોં દીસે નીરવાણ સીસોળીયા સરખા છે વાળ, એવા દીઠા નારીના હાલ; જાણે કરતક કાળ સ્વરૂપ, અચરત પામ્યો દેખી ભુપ. પાસે આવીને ઉભી રહી. મુખ થકી તેણે વાણી કહી; ઘણા દીવશ થયા શોધુ તને, કયાં ગયાતા ચીંતા થઈ મુને. એવું કહી પછે બોલી તહીં રાજકુંવર ઉભો છે સહી.

દોહરા—મન વીચારે કરયો તહીં, કેમ રહેશે નાર; પુત્રને મુક્યા પરહરી, તજી પછે તારૂણી નાર. તેની દયા આવી નહીં, તજી ગયા તે ઠામ; એમ કરવું ઘટે નહીં, ઝાલો લઈને હાથ. ચાલો ઘેર ઉતાવળા, વેગે કરી મુજ સાથ. સુણી વચન દુખ પામીયો, અરે વીધાત્રી માત; ભવીશમાં કયાં લખ્યું, વીપતરી સરખી વાત. કોના પુત્ર કોની કામની, વળી વળગ્યું મુને તંગ; કઈ પેરે છુટીશ ઈહાં થકી, બહુ શોક ધરેછે અંગ. આવી અવસ્થા કરમે લખી, મેં શાં કીધા પા-

પ; દુખનો પાર નથી આવતો, એ મોટો સંતાપ; સબુર મનમાં ધરી, ચાલ્યો વળી તેની સાથ; લઈને ચાલ્યો ત્યાં થકી, આણંદ અંગ ન માય. મુકામે લઈ ગયો પોતા તણે, ત્યાં દીઠાં બે ચારેક બાળ; પીતા કહીને વળગીયાં, કરવા લાગ્યાં વહાલ. વળતી પ્રીત બહુ કરી, શાન કરી આવી પાશ; રેણુદાન આપો મુને, પહોંચે મનની આશ. વીચાર ઘણો કરેચો પડયો તે ચીનતાને સંગ; કમજ પડયો છુટાએ નહીં, માટે પડીયો વંગ. ઘણા દીવશ એમ ત્યાં રહી; રાવ કરમે વળી નાર; જંગલમાં તમો જઈ કરી, કાષ્ટ લાવો આ ઠાર. એમ સુણી મન રીઝીયો, હવે આવ્યો દુખનો પાર. લઈ કુહાડો નીસરયો, પ્રસન થયો તેણીવાર; જીવ લઈ ચાલ્યો ત્યાં થકી, અઘોર વનની માંહ: પાછુ ફરી જોતો નથી જેમ જવાય તેમ જાય. જોજન દસ નાશી ગયો, ત્યાં વળી દીઠો એક બાગ; તે મધે વળી પરવરયો હીંમત રાખી તે જાગ. મધ જગાએ ગયો સહી, દીઠો કુંડ વળી સાર; શોભા મલમલની પાળ છે, અમરીત સરખુ તે વાર.

ચોપાઈ—તે ઠામે જઈ ઉભા રહ્યા, શોભા જોતાં દીગમુઢ થયો; વળી કરમે દીધો હાથ, વીચાર કરવા લાગ્યો મન સાથ, એક થયા અસ્ત્રી બીજા થયા હાલ, તીજુ સ્થળ છે વળી અસાર; એમ વીચાર કરે તે જાગ, પછે સમરયા શ્રી જુગદાધાર. તમારી માયા અપરમપાર, નથી આવતો મારા દુખનો પાર; સાહ્ય કરો મુજને ભગવાન, એમ કહી વળી ચાલ્યો તાહ; નસીબ પોતાનું આગળ કરી, જે કીસમત બનશે તે ખરી; આ જળમાં પણ નહાવું સહી, કરવું પરમેશ્વરનું થાશે અહીં; એમ વીચાર મન સાથે કરી, પડયો જળમાં વળી હીંમત ધરી; મારી ડુબકી વળી જળની માંહ, અચરત વાત બની એક ત્યાંય; દેવના સરખી કાયા થઈ, પ્રથમ કુંડ ત્યાંહાં નીકળ્યો જઈ, જળ તજીને નીકળ્યો બહાર. હવે કાય દીઠી તે પાય, જેષ્ટિકા ઢાંપીને પાંદડાં સહી, તે ઠામ

વળી દીઠા નહીં; પ્રસન થયો ઘણુ પોતે મન, પ્રભુ મુજને થયા પરસન; ટળી આપણ સઘળી ખોડ, પોતા મનના સઘળા કોડ; ત્રણનો મેર મેરૂનો ત્રણ, તારી ગતી છે સરણા સારણ; રાજકુંવરે મન વશ કરેચું, જળમાં પાય કદી નવ ધરે. નવ પીવું નવ ધોવું વદન, એવા નીમ ધરેયો રાજન, લીધી વસ્તુહેતજ કરી, પાછી ટોપી શીરપર ધરી; વળી તાંહાંથી ચાલ્યો રાય, આણંદ તેને અંગ ન માય; અઘોર વન ભયાંનક તહીં, વાઘ વરૂનો પારજ નહીં, અનેક જનાવર બીજાં કહેવાય, તે સરવે મુખ આગળથી જાય, દ્રષ્ટે જુવે સરવે રાજન, કોઈના દેખે રાજનો તન; નીરભે થઈને વનમાં જાય, એક પહાડ દીઠો તે વાર; તે ઉપર એક મેહેલ છે સહી, તેની શોભાનો પારજ નહીં. ઊંચો મેહેલ નવ ટુંકી વાસ, જાણે શોભા ચંદ્ર પ્રકાશ, ઇંદ્રથી શોભા અપરમપાર, ચડયો પહાડ નવ લાગી વાર; મેહેલ મધે ચડયો જઈ ધશી, ઝળકે કામ જાણે સુરજ સસી; પશુ પંખી માનવ નહીં કોય, રાજકુંવર તો અચરત હોય; સઘળુ જોઈ વળ્યો સરવથી, કોઈ ભાગ નાઠું એમાં નથી; સાતમાળ ચડયો જેટલે, શબ્દ એક સુણ્યો તેટલે; જાણે વીનતા કરે રૂદન, તે સાંભળ્યુ પોતે રાજન.

દોહરા—ધીરજ રાખીને પરવરયો, રોયુ કોણ આ ઠાર; જોતો જોતો પરવર્યો, એક દીઠી નઉતમ નાર. પરી આકારે રૂપ છે, ઘણું સકોમળ અંગ; પગમાં બેડી તેહને, કરે રૂદન મન ભંગ. તેની પાસે જઈ ઊભા રેહ્યા, ટોપી ઉતારી શીશ; વિનતા પ્રતે બોલીઓ; તે વેળા તે દીશ, કોણ તણી તું દીકરી. કોણ તારો ભરથાર, કોણ કારણ પડી કેદમાં; શોભાનો નહિ પાર, સકોમળ કાયા તાહરી. કમળ પુષ્પ પ્રમાણ, કોણ દુશ્મન તુજને દમે; બોલોને સાચી વાણ, એવાં વચન શ્રવણે સુણી. લજ્યા પામી મન, ઘુંઘટ તાણિ તે ઘડી; બોલી મુખે વચન, તું જાને તારે મારગે. કાંહાંથી આવ્યો આ ઠાર, માનવ રૂપ તમો કોણ છો; શું છે તમારૂ નામ,

દેવ દાનવ કે માનવી. કે છો જમના દુત, માનવ રૂપ ધરી
આવીયા; સ્વરૂપ શોભે અદભુત, કમોતે મરશો તમો. એક
ઘડીમાં તજશો પ્રાણ, માટે જાઓ પાછા ફરી: નાશ્ચે મા-
નજો વાણ, રાજકુંવર મુખ બોલીઓ. તે વેળા તે સાથ,
હુંતો કોઇથી ડરતો નથી; નાશ્ચે માનો વાત, જક્ષ કીનરને
ગાંધરવી. રાક્ષસનું છેદુ શીશ, એટલી હીમત રાખુ અમો;
પ્રભુ પ્રતાપે આ દીશ, તારે ગમતો તારૂણી. તું કર મારી
ધાત. બીજા કોઇથી બીતો નથી; નીશ્ચે માનજે વાત, માટે
મન મુકીને કહો. તમ તણુ જે દુખ. પરમેશ્વર પ્રતાપથી;
શાતા પમાડીશ સુખ. ઇશ્વર આણુ એ વાતમાં. મુજ તુજ
વચમાં શ્રી રામ; દુખ ભાગીશ હું તારણી, ફોડીશ દુસ્મ-
નનો ઠામ. હેવાં વચન શ્રવણે સુણી, તે વીનતા થઇ રળી-
આત; હકીકત પોતા તણી, કહેવા લાગી વાત ફીરસ્તા
નામે જંજીઓ સહી, ત્યાં રાજા મજકુરે નામ: ગાંધરવ નામે
રાજા સહી, માહારા પીતા તણો એ ભાઇ. ભત્રીજી હું તેહની,
તે કાકો મારો થય; તેના કુળમાં કલંક એક આવીયું. તે કહું
તમને આંય. પુત્રી તેના પેટની, બંકાવળી તેનું નામ, અપછરા
સર્વમાં શીરોમણી, તેણે કીધું એક કામ. મરતલોકનો એક માનવી,
કોઇ સુથડ પુરૂષ સુજાણ; આશક પડી તે ઉપરે. સોંપ્યા તન
મન પ્રાણઇછા કરી. કરતી ભોગવિલાસ, તેની માતાને દ્રષ્ટીએ
પડી; ચડીયો તેને કાળ; તે નરને નાંખી દીધો સહી, સમુદર
કેરે માંહ્ય. પુત્રી ઘાલી કેદમાં, બેડી જડાવી પાય; તેની વાત
આવી મુને, હું મળવા ગઇ તે ઠાર. શીખામણ દીધી ઘણી, પણ
નવ માને તે નાર; દીવાની તે ત્યાં થઇ ગઇ, નથી શુધ કાંઇ
તન. તે નરનો નેહ લાગી રહ્યો, ભ્રષ્ટ થઇ તે મન; પેરેપેરે વા-
નવી, ન માન્યું એક લગાર. તે નરના વીજોગથી, તેના જશે
પ્રાણ તે ઠાર; મળી બેઠી સોને જઇ, પાછી ઉડી આકાશ.
તેવામાં પાપી એક આવીયો, રાક્ષસ મારી પાસ; પ્રેહોઢીકાયા
તેણે કરી બાંધી મુજને તાંહે. આઠામે રાખી મુને, બેડી પેહેરાવી

જગમાંહે:કુદ્રષ્ટી તેની ઘણી, સમભોગનું ઇછે સુખ. માહારૂં મન રાજી નથી, એમ વનિતા બોલી મુખ;પરમેસર લાજ રાખશે, દે કરવી પડશે ઘાત. તમો માનવી રૂપકોણછો, તે વીસ્તારી કોહોવાત.

ચોપાઈ—એવાં વિનતાનાં સુણી વચન, દીલગીર થયું રાજાનું મન; એકાવળીનું સામળી દુખ, ઉતરી ગયું તેવેળા મુખ આંખે આંસુ આવ્યાં તહીં, હકીકત પોતાની કહી. તે એકાવળીનો આશકહું, સત કરી માનજેતું. સહુકારે મુજને કહાડ્યો બાહાર; ભમતો ભમતો આવ્યો આહાર, તેની વાત વિસ્તારી તમો. તેના દુખેથી દુખ પામુ અમો, જાણે જખમ ઉપર છાંટે ખાર; તેવી ગતી મુજને આહાર, લેખ લખ્યા હશે મુજ ભાગ તોતે પાછી મુજને મળશે નાર. એવાં તે નરનાં સુણી વચન, પ્રસન થયું વિનતાનું મન; રૂપકળા ગુણ હીમત જોઇ, તે વિનતા પણ મનમાં મોહી. ધનધન હીમત તારી જાણુ, શું કરૂ પરવશ મુજ પ્રાણ; અહીંથી છુટુ એક જવાર, તોતો મળવું પાછી નાર. લાચાર છઉં પરવશ હું આજ, તો ક્યાંથી સરશે તારૂં કાજ રાજકુવર મુખ બોલ્યો વાણ, તારા શતરૂનાં લેઉ પ્રાણ. તુજને અહીંથી મુકાવું નાર, સત્ય વચન મારૂ આહાર; ગૌબ્રાહ્મણ સ્ત્રીની વારે ધાઉં, ખરા ખતરી કુળનો કેહેવાઉ. માટે મરૂં કે મારૂં આંય, તુને મુકીને જવાનો નહીં; એમ કહાકર જેષ્ટીકા ધરી, મારી બેડીમાં ઘેગે કરી. કટકા થઇ ગયા દસવીસ, બંધ થકી છુટી ત્રે દીસ; વિનતા પ્રસન થઇ તે જાગ, ઓવારણાં લઇને લાગી પાગ. ધનધન ધન માનવી અવતાર, તારા પ્રરાક્રમનો નહીપાર; બંધનથી તો છુટી અહીં, વળી પુઠ મુકવાનો નહી. પાહાડ સરખી તેના કાય, તે કેમ તમથી જીતી શકાય; રાજકુંવર બોલ્યો તે સાથ, વીનતા પ્રતે બોલ્યો વાત. સહીજનાવર તે મુજાણ, હાથી તણો તે લેશે પ્રાણ; વજરના હથીયાર જે સાર, તે પાહાડ ફાટી નીસરે બહાર. નાના ઉપર નજોશો લગાર, માપીને મારૂં આહાર. જો હોય સામે હથીયાર, તોતો

કરૂ સહી એનો સંધાર;પ્રસન વીનતા મનમાં થઇ, આયુધરાક્ષ
સનાં દેખાડ્યાંસહી,તેમાંથીએકતેણેલીધ.થયુંકામઆપણુંસીધ.

દોહરા—લીધી તલવાર એક ત્યાં થકી,સાથે આપછેરાનાર
બનેજણ સાથે નીસર્યા;મોહેલ થકીતે બાહાર.કોશ એક ચાલ્યો
ત્યાંથકી,એવે શબ્દ થયો એક પાહાડ;જાણે ગર્જના મેઘની.કં-
પવા લાગ્યુ ઝાડ.પાછું ફરી જોયું નહીં, દોડતો જાણે આવ્યોપા-
હાડ; નાગી મન બીની ઘણું.ધ્રુજવા લાગ્યાં હાડ.રાજકુવરે શું
આચરી,શાથાશે હવાન;પાછળ આવેછેદોડતો,આ જાણે બેઠિના
કાળ.રાજ કુવરે જોયું પાછું ફરી,દીઠોપાહાડ શરીર;હીંમતરાખી
ઉભા રહ્યો,તેવળા તેને તીર.બીજી ટોપી હતી તેને તે મુકી વિ-
નતાને શીશ;નીર્ભે થઇ બેસો તમો,એમ બોલ્યો તેહીશ. તુજને
કો દેખે નહીં,જુઓ બેસીને નાર;પરમેશ્વરને ગમતું હશે, નીપ-
જશે આકાર.એમ કહી તે નરેના, સનમુખ ધાયો જાય; પાસે
જઈ ઉભો રહ્યો, દીન મુખ બોલ્યા ત્યાંય. અલ્યા કોણછે તું
માનવી,કેમ આવી પોતો આકાર;આનું મારૂ તે તોડીયું નવ
બીન્યો મન લગાર.સમુદ્ર આગળ જેમ આખડું. મેરૂ આગળ
પથર જાણ;મારે મન તેવો સહી.પલકમાં ખોઈશ પ્રાણ.પણ
સ્વરૂપ જોઈ તમતણું,દયા આવેછે મન;આ જંગમાં ચાંથી
આવીયો બોલને સત વચન;મારી મરજાદ લોપી કરી; કેમ
ચોરી તેં નાર.તેતો આપતું મુજને.નહી તો ભક્ષ કરૂ આ ઠા-
ર, તારે રાજકૂંવર મુખ બોલીયો, તારી પાહાડ સરખી કા-
ય;તેથી હું ડરતો નથી નીશ્ચે માંનો મન માંય; હમો મરતું
લોકના માનવી.ગઉ સ્ત્રિનાપ્રતી પાળ;મરતા લગિ આપૂ ન-
હી,આવ્યિશ તારો કાળ.નગુરોલીધી નકટ;નપુશક નરે કેહેવા-
ય;મારે મન તું તેવા સહી.તું નીશ્ચે માનો મનમાંહ હસ્તી
નાસે જેમ સહી થકી;તેમનાશીશ આણે ઠામ. કડકે કડકા
તારા કરીશ;તું જોઇશ મારૂ નામ.

ચોપાઈ—તારે દઈતને મન ચડી છે રીસ,ગદા એક લીધી
તે દીશ;ફેરવીને મારી જેટલે, રાજાએ ટોપી પેહેરી તેટલે. ઠામ

અગોગર પેડા જઈ, એમ હાથ બચાવો તહીં.વળી હોંશીયાર
રાજા થયો ઉતારી ટોપીને સનમુખ ગયો ફુલ બરાબર મા·
હારે મન હશી કરી એમ બોલ્યો વચન;તારે ગમેતો માર ઉ·
ચકી પહાડ મારે મનતો તરૂ સમાન;એવાં વચન મેહોબતનાં
સુણી રીસ ચઢી રાક્ષસને ઘણી સાંગ એક મારી વિકરાળ
સુસવાડો કરતી આવિ ડાર તારે ટોપી વળી શીરપર ધરિ,
બેઠો ગફામાં વેગે કરી. વળી વિચાર્યું તાંહાં રાય;હીમત રા-
ખી સનમુખ જાય વળી મુખથી બોલ્યો તે સાર.બળ હોયતો
તારૂ દેખાડ સુણી વચન ચડી ઘણી રીસ. માર્યો વરક્ષ
તેણે એક દિસ તે પણ ચુકાવીયો તતકાળ.તાંહાથિ પકડે દો·
ડ્યો બાળ, પેટ મધે ભરાયો જઈ; મારિ લાકડી પગમાં સ-
હી,ભાગિ ગયા તેના બે પાગ જુદા થઈને રહ્યા તે જાગ.
પૃથ્વિ ઉપર પડ્યો ગર્તા ભંગ.રાજકુંવરે બોલ્યો તેની સંગ.જે-
મ લાકડી ભાગી પાય,તેવું શીશ છેદીશ આંય;જીવતો આજ
મેલવાનો નથી;એ વાત જાણજો સરવથી.માહા પાપી તું ક-
હીએ આજ. પર સ્ત્રી સાથે વંછે કાજ. રાજકુવરનાં સુણી
વચન.કરોધ ચડ્યો રાક્ષસને મન.મુખ થકી કર્યો પોકાર;
રાક્ષસી માયા થઈ તઈયાર શહસ્ત્ર રાક્ષસ નીકળીયા સહી;
કાળ સરીખા દીઠા તહીં,કોઈની હાથીના સરખી સુંઢ કોયની
કાયા મોટી પ્રોઢ,કોઈ ખરે મુખા કેહેવાય,કોઈ રૂઢ મુઢ ઉભા
થાય કોઇની નાશીકા મોટી વિકરાળ કોઇનાં નાક જાણે વાં-
સની ડાળ કોઈના દંત જેવા હાથી સહી,વીકરાળ વદન દી-
સેછે તહીં.કેટલા એક દીસેછે પાહાડ પાડે બરાડા કકડાવે
હાડ, એવી માયા રાક્ષસે કરી,રાજકુંવરે હીમત ધરી.

**દોહરા**—કાડી તરવારને દોડીઓ કાંઈ નવ દેખે કાય મારે
હાથ ઉપરે,તે કકડે કકડા થાય,માયા સહુ પ્રાજે કરી, એ
પાપીનું છેદીયું શીશ;ભોમીનો ભાર ઉતારીયો,તે વેળા તે દી-
શ.રાજકુંવર ત્યાંથી ગયો; મુરછા આવી તે કાય. અવની ઉ-
પર જઈ પડ્યો,રૂવે બચ્ચાં આવી ત્યાંય;દીઠા પરાક્રમ તેહના

તે મનમાં સુખ ઉપરથી છેડો કાહાડીએ,ઢોળવા લાગી પાય હાથ ફેરવે શીર ઉપરે, અમરત દ્રષ્ટી કરી ત્યાંય; તરત બેઠો રાજા થયો,વીનતા લાગી પાય. કરજોડી કરી વીનતી,તે વેળા તે જાગ,જીવતદાન આપ્યું મને,રાખી મારી લાજ; પાપીને પરાજે કરી,સરીયું મારૂ કાજ;મારી ખોળનાં કરાવું આસડાં, રહું તુજ ચરણ મોજાર;તોએ એસીગળ થાવું નહીં એવી વીનતી કરે અપાર;મુજથી જે બની આવશે,તે કરીશ તમારૂં કામ;અકાવળીને મળવું. ચાલો મુજ સંગ આજ. એવાં વચન વીનતાએ કહ્યાં વળી જોડ્યા બે હાથ;વચન પ્રમાણ મારૂ કરો ચાલો મારી સાથ; એવી વીનતી નારીએ કરી,તારે માન્યુ મન મારગ ત્યાંથી ચાલીયા,હરખ ધરી રાજન મુકામે પોતા જઈ,ગઈ તે પુરમાં નાર;દુખીયા લોક દીઠા સહુ રૂદન કરેછે અપાર;માત પીતા કલપાંત કરે, શોધ કરે ચોપાસ. ખોળવા કારણ પરવરચાં,એક શસ્ત્ર પોતાના દાસ, કોણે હરી મારી દીકરી,શોધીને લાવો બાળ;શું મુખ લઈને અમો રહું, આણીશ હું મારો કાળ;એમ કલપાંત તહાં થઈ રહ્યું,એવામાં ગઈ તે નાર;સાથે દીઠો માનવી, તેની શોભા અપરમપાર. માત પીતા ઘણું હરખીયાં જાણે અંધને આવ્યા લોચન. રૂદીયા શું દાબી દીકરી, ક્યાં ગઈતી મુજ તન.

ચોપાઇ—પ્રસન થયું પોતાનું મન,મુખ થકી બોલી વચન કોણ હરી ગયુંતું તુને,પુત્રી શાચી કેની મુને,તુજ વીજોગે તજતીતી પ્રાણ;માત પીતા બોલ્યાં મુખ વાણ;પુત્રી કેહે સુણો માતને તાત.તમ આગળ સાચી કહુંછું વાત;અંકાવળીને હું મળવા ગઈ,એક દીવસ હું પાસે રહી; મળી ભેઠીને પાછી ફરી;ઘણો હરખ મન માંહે ધરી;ઉઠીને મારગ ચાલી જેટલે. રાક્ષસ એક આવ્યો તેટલે, મુજને ઝાલીને લીધી તેણી વાર. લઈ ગયો પોતાને ઠાર;બેડી પેહેરાવી મારે પાય;નાંખી કાળાગ્રહ મોજાર. રાત દીવસ હુંતો કરૂ રૂદન;દયા ન આવે પાપીને મન;સાત દીવસને સાતજ રાત ઘણું કષ્ટ વેઠ્યુ સુ-

જ માત;આ માનવી આવ્યો તે ઠાર, એના પ્રાક્રમ તણો નહીં પાર;રૂદન કરતી દાઢી જાણ,આવી કરી મુખ બોલ્યો વાણ,ભગની કરીને બોલ્યો મુખ કોણે દીધુ છે આવું દુખ. મને આપ્યું જીવતદાન ગણી પોતાના ભગની સમાન; એના ગુણનો પારજ નહીં ઘણી વાતશું કરાએ અહીં;જો ન માનો મારી વાત,તો તજવીજ કરો મારી માત; ઉતર દશા તરફ એક પાહાડ, સો જોજન ત્યાંથી સાર;ત્યાં પચાછે મરણ. શહસ્ત્ર એક પચ્ચાછે ઘરણ;તે સંગેન પરહરવા ત્યાં એને લઈ આવી ઈયાં,એવાં પુત્રીનાં સુણી વચન, સરવે સભા થઈ પ્રસન.રાજકુંવરને દીધુ માન;મુકયા આગળ ફોફળ પાન; આપ્યાં દીવ્ય વસ્ત્ર શણગારે આગતા સ્વાગતા કીધી અ- પાર;મુજ પુત્રી લાવ્યા તમે;શું ઓશીગળ થઇશું અમો;અ- મારા ભાગ્ય તણો નહીં પાર.ક્યાંથી માણસ આણે ઠાર એ અપછરા આવી દાસ રેહેવા કારણ મેહેલની પાસ, પુત્રીને કહે તારો બાગ;ત્યાં રેહેવાને આપો જાગ.તુજથી થાય તે કર ચાકરી;જીવતદાન આપુ દીકરી, આગતા સ્વાગતા એ- ની કરો, જોઇએતો એની સાથે પરવરો.

દોહરા—જેવો બાગ ગુલબંકાવળી,તેથી સવાયુ કામ;અ- દકુ ઓછું એમાં નથી અચરત પામ્યો તે ઠામ. સાંભરેચું સુખ પોતા તણુ ઝુરવા લાગ્યો મન;ઠરી ઠામ તેમાં રેહો;થીર મન કરી રાજન;અપછરા મુખ આગળે, શેવા કરે રાત દીન; વી- જોગની વેદનાએ કરી ઝુરે મનની સાથ;રૂવે બચાં આવી કરી,દીવસમાં બે વાર;અમરત ભોજન મુખ આગળ ધરી, ધીરજ આપે તે ઠામ સ્વરગ પુરીમાં કાગળ લખ્યો,મુખ આ- ગળ સઘળી વાત;પુત્રી આવી ઘેર આપણી,ચીંતા ન કર- શો ભરાત, રાક્ષસ એક તહાં લઈ ગયો,તેના કાડી બાલ;એ રીતે લખી આપીનો કાસદને તતકાળ તે કાગળ લઇને ચા- લીયો વાયુ રૂપને શી વાર.લઇને પોતે ત્યાં જઈ,સભા મધે નીરધાર કાગળ આપ્યો કર લીધો,વાંચ્યો તેણી વાર; વાંચીને

ખુશી થયાં હરખ્યા મનમાં સાર.રાણીને કહ્યું જાઇ તે પણ થઇ રળીઆત મળવાને જાવું સહી.એમ બોલી મુખથી વાત રજા લીધી રાજા તણી, મળવા કારણ જાય.બંકાવળીએ વાત સાંભળી,ત્યાં મળવા આવી માય હું પણ સાથે આવું તીયા મળવા રૂપે બચ્યાની પાસ;ઉદાસી ભાગે માહરે;થાએ જીવ ઉલાસ. વચન સુણી કુંવરી તણાં,હરખી પોતાને મન. બેઠી તોગ ભજાવીએ.કાહાડી પુત્રીને તે દન ગગન મારગે બેઉ ચાલીયાં દાશી સાથે દશ વીશ ખજીરા ઉપર જઇ ઠગી,પોહોર બે ચડ્યો છે દીશ; ખબર થઇ પુર વીએ.સામી ગઇ રૂપે બચ્ચાં કુમારે કાકીને ચરણે નમી, બકાવળી દીઠી તે વાર.

ચોપાઇ—મળી બેઠાંને આવી પાસ, સોહોદર સો બેઠા પાસ;પુત્રીને પુછ્યા સમાચાર;સંક્ષેપે કહ્યો વિસ્તાર,બકાવલીને રૂપે બચ્યાં નાર. પાસે બંને બેઠા સાર,કાન મધે એક વાતજ કહી;તારેમારે દોસ્તી થવાની આંહી,વીજોગ છે તે સંજોગ થશે. દુખ દરીદ્ર તારાં જશે.કાંન મધે એક વાતજ કહી; બંકાવળીએ ચીતમાં નવ લહી, આગતા સ્વાગતા કરો અપાર.એક દીવસ રહી તેડાર, હેડે દુખને મોડે હશે; મન મધે ઉદાશી વશે, આગતા સ્વાગતા કીધી અપાર.એક દીવસ રહી તે ડાર, બીજે દીવસે માગી રજાય; રૂપે બચ્યાં બોલી તેઠાર, બંકાવલીને મુકી જાઓ. અમે બંને બેન રમીશું આંય, એના મનની ઉદાશી જશે;મારૂ મન પણ શીતળ થશે,માટે રેહવા દોને અહીં.એવી મુખથી વાણી કહી,સાતદીવસની આપી રજાય.મુકી ગઇ તેની માય,બંન્ને ના મનની પોતી રળી.રમે મે એક સાથે મળી, રમતા કારણ નીસર્યા બહાર;હાશવીનોદ કરે અપાર,એકસમે બેઉ બેઠી એકાંત.ભાગવા કારણ મનની ભ્રાંત, સાંભળએની ચતુરસુજાણ;રૂપે બચ્યાં મુખથી બોલી વાણ,એક વાતનોસંદેહ મુને તે પુછું હું મુખથી તુને, રીસના કરો તો હું કહું;નહી તો મનમાં સમજી રહું.બંકાવલી કહે નવ કરૂ રીસ,શું સંદેહ કહો આ દીશ,કેવો હતો નરે કહોની નાર;એટલું પુછવું છે આકાર,પુરૂષ

તણુ તે કેવું સુખ,વીસ્તારી કહો તે મુખ, એ વાતની ખબર દેહે
મુને;વીસ્તારીને કહોને મુને,બંકાવળીને ચડીછે રીસ. ક્રોધ કરી
બોલી તે દીશ.તેં શું મુજને લંપટ ગણી.તે મુખથી એવી વાણિ
ભણી,નરતણી શી કરવી વાત.નથી પરણાવી આપણે તાત,
રાક્ષસને ઘેર તું જઈને રેહી;ભ્રષ્ટ થઈ તારી બુધી ગઈ. એમ
રીસ કરીને વાણી આચરી.ત્યારે રૂવે બચ્ચાં બોલી સુંદરી,સેહેજ
વાત પુછું છું અમો;રીસ શ્યાને કરો છો તમો.

**દોહરા**—એમ કહીને હશી પડી, ફેરવી નાંખી વાત; મન
હીર આવીયું નહી;વિચાર્યું મન સાથ.તે વાત તો ઉડાવી તહીં,
વિનોદ કરે અપાર;રજની વિતી રંગમાં. ઉદે થયો પ્રાતઃકાળ.
દંત ધોવન કરવા કારણે.બેઠો બાગને માંહ્ય; પુષ્પ પીમળ ખીલી
રહ્યાં, ફરવા નીકળ્યા તાંહ્ય.રમતાં રમતાં આવીયાં જ્યાં બેઠો
રાજકુમાર;ત્યાં શોભાછે અતી ઘણી,લઈ આવી તે ઠાર.પંખી
નાહાના પ્રકારનાં,મેનાં પોપટ સાર;તુતી લોહાલોહની,બુલબુલ
બોલે ચોકાર.શબ્દ નાના પ્રકારના,બોલે મધુરી વાણ;રાજકુવર
ભણાવે તેસમે,કોકીલા શબ્દ પ્રમાણ.મધુરી વાણીએ ભણા-
વતો,સાંભળ્યો શામાએ સાદ;અલોકીક વાણી સાંભળી,પામી
મન હુલાસ રૂવે બચ્ચાં મુખ ઓચરી,એક જનાવર ગુણભંડાર
તેની શોભાનો પાર જ નથી,બોલી તેને ઠાર.બંકાવલી રીઝોવણું.
આપણુથી શબ્દ વિશાળ; જોતાતે જનાવરને લાગ્યો મનમાં
ખ્યાલ.એવાં વચન સુણી કરી,લઈ ચાલી તે ઠાર;જુવેતો મનનો
માન્યો તહીં,બત્રીસે ગુણભંડાર.રાજકુવરે ઓળખી,બંકાવલીએ
ઓળખ્યો રાય;મોહબાણ વાગ્યાં ધરણી ઢળી, અવની કેરે માંહ્ય.
ચારઘડીએ શાતા થઈ,ઉઠ્યા બેઉજણ ત્યાંય;ફરી મુખ જાયું
તહીં, આણંદ અંગ ન માય.ખુશાલી વાધી અતિ ઘણી,મળીયાં
બંને સાથ; ચુંબન દેઈ ચાંપી રૂદે,ભીડી ભુજથી બાથ.હરખનાં
આંસુ આવીયાં,ગયું નર નારીનું દુખ;રૂવે બચ્ચાં તે જોઈ કરી,
બોલી પોતાને મુખ.

**ચોપાઈ**—રૂવે બચ્ચાં મુખ બોલી વાણ,સુણ બંકાવલી ચતુર

સુજાણ;તેં તો કુળને લગાડી લાજ, આ નર સાથે શું તારે કાજ.
કોટે વળગી બેઠી પાસ, કરે એને હાસવિલાસ; આતો તુને ઘટતું
નથી,સત્ય માનજે મનમાં કથી.સેજવાત પુછી તે દીસ,તે ઉપર
તુજને ચઢીતી રીસ; આમ કેમ તું ભ્રષ્ટ થઈ,ચાતુરી સઘળી તારી
ગઈ.નીચુ જોઇને લજ્જા કરી,મુખ થકી વાણિ ઓચરી;એમન
ભાવતો મારો પતી,સત કરીને માને વિનતી.પરમેશ્વરે મેળવ્યો
આજ, ઓલવાઈ મારા મનની દાઝ;તેં મેળવીયો મારો નાથ,
સર્વે આબરૂ તારે હાથ ત્યારે રૂવે બચ્ચાંનું ઘણું રીઝ્યું મનમાંડી
વાત વિગતની તે દન;એ નરની પણ હું છું દાસ;પ્રિતકરી રાખ્યો
મેં પાસ.જીવતદાન આપ્યું મુને,તે સર્વે માંડી કહું તુને; દુખની
વાત વિસ્તારી કહી, તે સુણતામાં અચરત થઈ.ભાઈ બેનની
પરઠી પેર, તેડી લાવી હું મારે ઘેર; તારા હઠ થકી ભમીઓ વન,
તે સર્વે કહ્યું રાજન.વચન બોલી હું મારે મુખ, હું ભાગીશ
તાહરૂં દુખ;તે વચન પાળીયું આ ઠાર,મેળવિયાં બેઉ નરને નાર.
આમ કહિને બેઠિ પાસ. કરે વિનોદ આણિ ઉલાસ,એમ કરતાં
તે રજની થઈ;બન્ને બેન ઉઠિને ગઈ.પાછા ફરિને લવિ મુ-
કામ.બંકાવલિ બોલિ તેઠામ,ગયું રતન આવ્યું છે હાથ; કઈ
પેરે લઈ જાશો સાથ,વળિ કદાપી થાશે વિઘન.તોતો નીશ્ચે
પડશે તન;એ નર પાખી દેહ ના ધરૂં; આપઘાત કરિને મરૂં,
એમ કહિને રોઈ તે વાર. રૂવે બચ્ચાં બોલિ તે ઠાર,હિમત રા-
ખિને મનમાં રહે તું;એ નરને પરણાવિશ હું,એમ કહીને આપ્યું
વચન. ત્યારે ધીરજ આવિ મન, ખાનપાન કિધાં અપાર;
વિતિ રજની તણિવાર,દંત ધાવન સ્નાનજ કરિ. રાજકુવર
પાસે પરવરિ, ખાનપાન રંગને રાગ, ત્રણ જણાં બેઠાં સંગાત.

દોહરા—સાત દિવસ એમ વહી ગયા,અવધ પુરી થઈ
જાણ;રૂવે બચ્ચાં મુખ ઓચરિ,બંકાવલી પ્રતે વાણ, સ્વરગ
પુરેમાં જાઓ તમો,મળો જઈ માતને તાત;કદાપી કોઈ આવ-
શે,વીપરિત થાશે વાત.હિમત રાખિ રેહેજો અહિ,જાણે છે મુજ
પાસ;થોડા દિવસે પોહોચાડશું,તારા મનની આશ.ચાકરિ કુ-

રશું એહની. થઈ રહેવાની દાસ; જે જોઇએ તે હાજર કરૂં, ઉ-રનીશ રેહેવાની પાસ. એની ચીંતા કરતી રએ. માહારો એ પ-રમેશ્વર જાણ; પર્ણ મેહેરબાનની પ્રિતશું, નીશ્ચે માનજે વાત. ભારાત તાત સરખા સહી, મારે મન એ આજ; જીવતદાન આપ્યુ મુને. તેથી કરવાની કાજ. જો ન પરણાવું રાવને, તો ઇશ્વર કેરી આણ: સત વચન છે માહરૂં. તારા કર મોઝાર. એવાં વચન શ્રવણે સુણ્યાં, ત્યારે આવ્યો વિશ્વાસ; ઉઠી કરીને પરવરી, માત પીતાની પાસ. દ્રષ્ટે દીઠી દીકરી. હસતુ દીઠુ મુખ; પ્રસન થઇ મ-નડાવિશે, સમ્યાં સઘળાં દુખ હાથ વિનોદ કરે ત્યાં. તેની માતા થઇ રળીયાત; રાજકુવર મન દુખ ધરે, તે વિસ્તારિ કહું વાત. બંકાવળી ગઈ ત્યાંથકી, પાછો થયો ઉદાસ; રાત દિવશ ઝુરે ઘણું, બેઠો થઈ નીરાશ. આંખે આંસુ ધારા પડે કર દઈ બેઠા કપાળ; રૂવે બચ્યાં આવિ તહીં, તે વેળા તે કાળ. અમરત વસ્તુ આગળ ધરિ. દુખે ઉતારિયું મુખ; જાણે રાહુએ ગ્રેચ્યો ચંદ્રમા, તે જોઇને પામી દુખ. હું તને નિશ્ચે નથી દુભતી, જીવથી વલ્લભ જાણ; કેમ દલગીર થઈ બેઠા તમો ભાઈ સાચી બોલો વાણ. હેવાં વચન સુણી નારનાં, બોલ્યો ચતુર સુજાણ: મોટુ દુખ વિજોગનું, જશે હમારા પ્રાણ.

ચોપાઇ —એવાં વચન કુંવરનાં સુણી, રૂવે બચ્યાંએ વાણી ભણી; ફરીફરી તમો આવો કહિ, મારાથી ચાકરી થઈ નહિ. સેવા ચાકરી તમારી કરૂં. જીવ્યું સફળ તે મારૂ કરૂં; માટે હજી રહો એક માસ, પહોચાડીશ તમ કેરી આશ. હિમત મુકે કાંઇ સીધી નથી, ચતુર છો વિચારો સરવથી; મારે થોર રામોની મન. વિનતા હશા બોલી વચન. એ મારૂ વચન મિથ્યા નવજાય. બંકાવળી પરણાવીશ આંય; જીવ ગયે નામુકુ નામ. કરૂં સરવથી તમારૂ કામ એમ કહીને આપીયું વચન, રાજકુવરે પાછું વાળ્યુ મન: હાથવિનોદ પર સીતરા. રૂવે બચ્યાં ત્યાંથી પાછી ફરી, જઇ પહોંચી માતાની પાસ; મળી કરીને બેઠી પાસ, જાણે વાદળમાં ઉગ્યો સુર. ઉતરો ગયુ વિનતાનું નુર, કમળપુસ્પ કરમાયુ જેમ;

પુત્રિમુખ શોભે તેમ.શુ દુખ છે રે દીકરી.સાચી વાત કહોને આ ઘડી,માતાજી કેહેતાં આવેછે લાજ;કહ્યા વિના નવ સરે કાજ,રીસ નવ કરશો મારી માત.તોનો કહું માંડીને વાત,એમ કહીને ભીડી બાથ;ત્યારે માતા બોલી પુત્રિની સાથ,વાંકગુનો મે બક્ષ્યા તુને.સાચી વાત કહોને મુને,ત્યારે રૂપે બચ્યાં બોલી વાણ; સાંભળ માતા ચતુર સુજાણ, ધરમ તણો છે મુજ બરાત. જેણે જીવત આપ્યુ માત, રાજવંશી રૂડોમાળુ રૂપ; સીરકસ્તાન તણોછે ભુપ, માહા બળીયોછે ચતુર સુજાણ. બેન કહી બોલેછે વાણ,બંકાવળીનો આશક એહે; તેનાવિજોગથી તજે છે દેહ, પુછી કરી મે લીધો પાર. તમ આગળ સાચુ કહું આ ઠાર, મુજને જીવાડી એને માત; નહિતોરાક્ષસ કરતે ઘાત, તે ઉપગારી પામે દુખ. ધીક પડો માહારૂ સુખ,ગુણ ઓશીગળ થાઉ જાણ;તોતો જીવવું માહરૂં પ્રમાણ,દિનવચનથી વાણી કહી. માતા મનમાં સમજી રહી,

દોહરા—પુત્રિ ત્યાં બોલી રહી,પછે બોલી તેની માત;પુત્રિ તેતો કહી મુને.તે વિપરીત સરખી વાત.એવું કામ કઇ પેરે થશે.આપણે અપછરા અવતાર;ઇંદ્રાસન જવાની ગતીદેવ વસેછે તે ઠાર,માનવ સાથે સંબંધ નહિ.દ્રષ્ટે નવ જોવું વદન, અડુથી અભડાઇએ;તું વિચારી જોને મન, તે પરાસંચનું પુતળુ આપણ અગનીની કાય,તેજતણા અંબારથી;બળીને પ્રલે થાય,અવળીગંગા કઇ પેરે વેહે.પછમ ઉગે કેમ ભાણ, નેવનાંપાણી કેમ મોભે ચડે; પુત્રિ ચતુરસુજાણ, આળર્શને ગંગા કઇપેરે મળે.સોહને કેમ મળે શિયાળ.સારદુલને કેમ મળે શ્વાન;વિચારી જો તતકાળ,કોટી ઉપાય એ નર કરે.પણ નવ પોચે મનની આશ,પણ જીવતદાન તુને આપીયું;તે કેમ કરોએ નિરાશ,ઉપગારતો એને કીધો ઘણો.મુકાવી તુજને તન, તે પાપીને પ્રાજે કરેચા;ગુણ કેમ ભુલું મન,માટે પુત્રિ માહરી. કરીશ એનું કામ,ચીંતા તજ તું દીકરા;હું કહું તે કર એકકામ, છબી ઉતારી એ નર તણી,તું લાવને મારી પાસ,તે લઇ

જાવું સરગપુર વિશે;પીરોશાની પાસ,રાજારાણીને રીઝવું.વિ-
ચારી કરીશ તે જાગ,મારૂ ચાલશે તે જઈ કરીશ;પછીતો એનું
ભાગ્ય,એવાં વચન સુણી માતનાં.પુત્રિ થઈ પ્રસન, ત્યાંથી
પાછી ફરી ગઈ;જ્યાંછે તે રાજન.કાસીદ પોતે તે કાહાડીઓ.
લખીઓ પત્ર ભુપ,નખથી તે શીખાલગી;શોભે દેવસ્વરૂપ,
દેવ વસ્ત્ર શોભી રહી. આભુષણનો નહિ પાર,જાણે ઈંદ્ર સ-
માનો રાજીયો;તેથી શોભા અપરંપાર.રૂપે બચાં લાવીસહી.
માતા કેરી પાસ; જોઈ છબી તે નરતણી,શોભાસુરજ પ્રકાશ.

ચોપાઈ—દીઠી છબીને હરખું મન,ઉઠી તે વેળા તે દન;
ઉઠી કરીને ચાલી તહીં,સ્વરગમાં વેગે ગઈ. રાજા રાણીએ
જાણી વાત,મળી બેઠી થઈ રળિયાત;ઇછા મળવા કેરી થઈ,
તે કારણ હું આવી અહીં.ભલે પધારયા આણે ઠામ,વિનોદ
વાત કરી આ વાર;દેરાણી જેઠાણી બેઠી પાસ,કરે વાત આ-
ણી ઉલાસ. હોસન આશા બોલી ત્યાંહાં,વાણ સાંભળવિ-
નતા ચતુરસુજાણ;તે વિનતા બોલી તે દન,સાંભળ સઘયર
મારી બેન.તમે કહી તે સાચી વાત,કુંવરીએ માંડ્યો ઉતપાત;
કુખને લગાડવા બેઠી લાજ,તમ આગળ કહુંછું સાચી વાત.
કેહેછે તે માનવીને વરૂ,નહિતો હું કુંવારી મરૂં; ગાંધરવ સાથે
પરણતી નથી,સમખાઈ બેઠી સર્વથી.રમવા કારણ ગઈતી,
કોઈ માનવી નરખી આવી તે ઠાર;તે દેખીને હરખી મન,
એ વર વરવાનું મન.તેવી હઠ લઈને રેહી,કુળ બોળવાને બેઠી
અહીં;બોળવા બેઠી બાપનું નામ,તમ આગળ કહુંછું આ
ઠામ.એવાં વચન વિનતાનાં સુણી,દોસનાએ એમ વાણી ભ-
ણી; તમે કહુ તે ઉપર દ્રષ્ટાંત, ભાગુ તમારા મનની ભ્રાંત.

દોહરા—દયા ધરમને ચાતુરી,ગુણ લક્ષણને બુધ;ઉભા
વન સહુથી ઘણી,સઘળી વાતનું સુખ હોશિયાર સઘળી વાત-
માં,કશીવાતે દલગીર નહિ મન;પરગજુ પરમારથી,કરેદાનને
પુન.ભક્તિ ઘણી ભગવાનની,હરિ કથા ઘેરઘેર થાય;અસતથી
અળગા રહે,અધરમ ઉપર નવ ધાય.ખાનપાન બહુ ભા-

તનાં,ઘેરઘેર ઓછ્વ રંગ;સત ધરમ પાળે સહી,આણંદ સહુને અંગ.રૂપવંતા પુરૂષ ઘણા,શું કરૂં મુખે વખાણ;જોતાંઆંખ ઠરે આપણી,વાગે મોહના બાણ.વળી પરસ્વારથ પાળે ઘણું, ભગત આધીન ભગવાન;દયા દ્રષ્ટી સહુપર સહી,અકલ ચતુરસુજાણ.વળી અંતરયામી રામજી,તેને સરવસમાન;અવર પુરૂષ સર્વે તજ્યા,સમજાઇને બેઠી જાણ.કદાપી કોઇ નર પરણાવશો, તો તજશે પોતાનું તન; બાળહત્યા શીર બેસસે વળી જશે પેટની તન.એક હાંની બીજી હાંશી થશે, વળી વિચારી જુવોને મન;એવાં વચન શ્રવણે સુણી,વિનતા થઇ પ્રસન.તમે કહો તે કીજીયે,સાચી કહી તમે વાત; તારે પટ પેલો આગળ ધરચો,એ સીરકસ્તાનનો રાય.દીઠી છબી તે નર તણી,શોભા અપરમપાર;આપણ કરતાં નાજુક સહી, કાગદ મધે સાર. તે નર કદાપી અહીં આવશે.તો સઘળુ થાશે કામ;જોઇ છબી તે નર તણી,પ્રસન થઈ તે ઠામ.હોશનાઅસ પ્રતે કહી,તે વિનતાએ વાત;એ નર કેઇપેરે આવશે,એ થાશે રળિયાત.ન માન્યું મન માનવપરે,તો પરણાવું આ ઠામ;પીગળીને પાણી થઈ.કબુલ કરચું તે કામ. હોશનાઅર બોલિ તહીં, તે વેળા તે સાથ; તેવી બાત તમને કહું, તે સાંભળો આ વાત.

ચોપાઇ—એ નરને શોધી લાવશું અમો, એની ચિંતા નવ કરશો તમો;સીરકસ્તાનછે એનો મુકામ,માણસ મોકલીશતેણે ઠાર.મારે ઘેર તેડાવીશ રાય,નીશ્ચે માનજો મારી મય; ધોળ મંગળ ગવરાવો ગીત, હરખ આણીને પુરી પ્રિત. સામન કરાવો તેયાર,મંડપ રચાવો અપરમપાર;સાતમે દીવસઆઇ આવું જાન,દેવતાઈ હોસે રાજન.લાખેણો લાવો લીજીએ, કન્યાદાન કોડે દીજીએ;માટે સામાન કરો તેયાર.હુંતો જાઉછું મારે દવાર.રજા માગીને ઉભી થઈ,સાતમે દિવસ આવશું અહીં;હોશનાર થઈ આણી હુલાસ,તે રાણી ગઈ રાજાની પાસ.સઘળી વાત વિસ્તારી કહી,હોશના પોતાને ઘેર ગઈ;આ

પટ આપી ગઈ વીલાસ, કહ્યું વરને પરણાવો બાળ. નીચઊંચ
કોઇ પરમેશ્વરને નથી. સર્વે સમાન ભ્રષ્ટી સર્વેથી; કુંવરી તણું
ભાંગે દુખ, નીત નીશાસો નાંખે મુખ. માટે કુંવરી પરણાવો
સહી, મારૂ મન તો રાજી અહીં; કન્યાદાન કોડે દીજીએ, લા-
ભણા લાવો લીજીએ. એમ રાણી મુખ બોલીવાણ, છબી આપી
કરમાં તેજાણ; સાત દિવસમાં આવું જાઇ, માટે સામાનકરોને
સહી. દેવતાઇ રૂપ દિસેછે તહીં, તનમનથી થઇ રળીઆત;
રાણી પ્રત્યે બોલ્યા તે વાત, એ ઉપર રાજી સહુ તમો. એને
પરણાવીએ અમો, પુત્રી મન થાશે રળીઆત: તો ત્યાં કરૂ વી-
વાહની વાત, એમ કહી તેડાવી દાસ. લઈ જાઓ બંકાવળીની
પાસ, એ છબી દેખાડ જઇ તું; રાજી થાય તો પરણાવું હું,
પોહાચાડી તારા મનની રળી. એમ કહી દાસી મોકલી. આવી
તે બંકાવલીની પાસ; આપી છબી પામી હુલાસ, દીઠો મન
માનતો હરખ્યું મન. ધનઘડી તે આજનો દન, રૂદીયા સાથે
દાબી કરી; સખી પ્રતે વાણી ઓચરી, આજતો ભળીયું મારૂ
ભાગ્ય. આશકમળીયો આને જાગ, તુજને કાંઇ અજાણ્યું નથી તે
નર જોવાની ઇછાસર્વેથી; કોણે છબી આપી તુને સાચીવાતોકો
હોનીમુને; એવાંવચનબંકાવલીનાંસુણી, સમેદપરીએવાણીભણી.

દુહા—સમેદરૂ પરી ઓચરી, બેહેન પોહોતી મનની આશ;
તુજ પીતાએ છબી મોકલી, પ્રીતે તમારી પાસ એને પરણાવું
હેતથી, જો માને કુંવરીનું મન; સભા વીશે એમ બોલીઆ,
રાજા મુખે બોલ્યા વચન. મન માન્યો મલ્યો તુને, પોહોત્યા મ-
નના કોડ; વીજોગના સંજોગ થશે પરણશો જુગતે જોડ. પ્રસન
થઈ તે પ્રેમદા, એ રૂવે બચ્યાનું કામ; તે તણી કીરપા થકી પો-
તી મનની હામ એમ વીચારૂં મન વીએ, આણંદ ફુલ્યા અં-
ગ, હસી વચન મુખ ઓચરી, સાહેલીકેરે સંગ. પ્રતી ઉતર ત્યાં
કાહાવીઓ, તમે પીતા હું તન; તમને ગમ્યો તે મુજને ગમ્યા,
હરખ્યું મારૂ મન; એક ગાય બીજી દીકરી, જ્યાં આપે ત્યાં
જાય, લખ્યા લેખ કરમે સહી, તે મીથ્યા નવ થાય, મારૂ મન

રાજી સહી, તમે જે ધારી વાત, એ રીતે તીહાં કાહાવીયું, દાસી સાથે વાત; સમંદરૂ એ જઈ કહ્યું, તમ પુત્રિનું રીઝ્યું મન. એ નરને પરણાવો મુને, એમ બોલી મુખ વચંન. ત્યારે રાજા રીઝીયો, ખુશાલી વાધી ઘેરઘેર મંડપ રચાઓ મોકળો; સામાન કરયો બહુ પેર હોસનાર તીયાંથી ગઈ પોતાના ઘ્રર મોઝાર સમજાવ્યો પોતાના સ્વામીને ચતુરાઈ થકી તે ઠાર, સીરકસ્થાન નો રાજી ઓ આવ્યોછે આપણે ગામ જીવતદાન આપ્યું પુત્રિને રાક્ષસનો કીડ્યો ઠામ, તેના ગુણનો પારજ નથી શું ઓસીગળ થાશું રાય; એક ગુણ આપણા કીજીએ તો જસ વાધે પુર માંહ; બંકાવળી આવી અહીં, તેણે દીઠુ રાયનું મુખ, આશક પડી તે ઉપરે, તજીને બેઠી સુખ, માત તાત રાજી થયા, પુત્રીનું રીઝ્યું મન; પીરોશાએ તેડાવી કહ્યું. પ્રસન થઈને મન જાન લઈ આવો તમો. એવું કહ્યું મુખથા ત્યાંય; મારૂં કામ જો કીજીએ, તો સરવેનો જશ વાધે જુગ માંહ. ગુણ ઓશિગળ થાઓ એહને. તો હરખે મારૂં મન; હશી કરી એમ બોલીયા, સ્વામી સાથે વચન.

ચોપાઈ—ત્યારે મુજફ્ફરેશાહ બોલ્યા વાંણ, સાંભળ રાણી ચતુરસુજાણ; ના કહેવી તે કહોછો વાત, ક્યાં ગાંધર્વ ક્યાં માનવ જાત. દેવતાને દુલભછે વસ્ત, તે માનવો કેમ ઝાલેહસ્ત; કુંવરી કેરૂં રાજીછે મન, વળી માતપીતાછે પ્રસન. વળી તારી સંપુર્ણ મેહેર કરો. કામ એ રૂડીપેર; ગુણ ગાઓ તો કરોએ કાજ, ઓશીગળ થાઓની આજ. કરવું આપણે એવું કાજ, એવો સ્વાલ કર્યા તે જાગ; કાસદ એક આવ્યો તેટલે, બોલાવ્યા રાયને એટલે. કાગળ એક કરમાં આપીપો, જાણે મુખ થકી બોલ્યાવાણ; સીરોશાએ મોકલ્યા આંહે, મહી લખ્યા પ્રમાણે કરજો ત્યાં. શીજંજીરાછે ગામ, મુજફ્ફરેશાહ રાજાનું નામ; લખીતંગ શી સરગપેરી શુભ નામ, પીરોશાના દંડવત પ્રણામ. લખીવીનતી એકછે સાર, બંકાવળીછે મારી કુમાર; તેનો જાય

છે કન્યાકાળ,નથી ગમતો ગાંધર્વનો બાળ.ઇચ્છા વરે વરેછે સહી,એમાં આપણો કાંઈ જોરો નહી;કેહેછે માનવી સાથેવરૂ, નહીતર દેહ પાડીને મારૂ.એવી હોડ પાડીને રહી,માટે એને શું કરીએ અહીં;સીરકસ્તાન તણો જે ભુપ;તેનું પટ માંહે દીઠુ રૂપ,સની ખોળ કરી લાવજો.જાન લઈ વેહેલા આવજો, અહીંયાં સામન કરીએ તૈયાર;સાત દીવસમાં આવજો આ ઠાર,એવું પત્ર વાંચ્યું તે દન.મુજફરશાહનું હરખ્યું મન,વેહેચ્યાં ગોળ ધાણાને પાન;સજ્જન તેડાવી બોલ્યા વાણ,તેડ્યો કુવરને આણી ઉલ્લાસ,મુજફરશાએ બેસાડ્યો પાસ;ગાંધર્વ માન્યા છે અપાર,તે સર્વેમાં વધારે ભાર.એના બળપ્રાક્રમનો પારજ નથી,સેહેસ્ત્ર રાક્ષસમાં સ્ત્રી સર્વથી;મુકાવી મારી દીકરી, તે ગુણ કેમ જાઉ વિસરી.મુજ પુત્રીને તો ભગની કહી,તે વચન તો લોપાએનહી;નહીતોકરત તમારીદાસ, સેવા કારણઆપત તમ પાસ.માટે ભાઈ મારાની દીકરી જાણ,તેને કબુલ કરો નીરવાણ;એમ કહીને તિલક કર્યું,શ્રીફળ સોપારી કરમાંધર્યું જાણે તારા મધ્યે જેમ શશી,એવું રૂપ રહ્યુંછે હશી; ગાંધર્વ સરખા ગોરાં ગાંત્ર, રાજકુવર આગળ તરણા માત્ર. જોઈ કાંતીને હરખ્યું મન.નરનારી સહુ થયાં પ્રસન;રવેમચાંપ્રણી હરખી કાય,પીઠી ચોળી રાજાને ત્યાંય.દીવ્ય વસ્ત્ર સોળે શણગાર, નાટારંગ થાય અપાર.

દોહરા—સ્વર્ગપુરમાં ખુશાલી થઇ રહી, ચીત્રવિચીત્રના માંહે કામ;ચંદરવા ઘેરઘેરજરીતણા,અમુલખબીછાનાંસાર. રોશનાઈ ઘણી થઇ રહી,ઉદ્દકાર ઉદોત ઠરોઠાર;રંગ તાન વાજે ઘેરઘેર,છત્રી વાજાવાય.નરનારી સઉ મગનછે કરેખુશાલી ત્યાંય;ભક્ષ ભોજન ભલી ભાતનાં,અમર વસ્તુઆહારે; નગર ભોજન નીતે કરે,શોભા અપરમપાર.રાજમંડપ તણી રચના, કેહેતાં કહી નવ જાય;વીશકર્મા જુક્તિભમે,તેથી બહુ રચનાય.રત્ન મણી જડાવ સઉ,લોભમ શોભે લાગ; સુવર્ણ

સ્થંભ શોભી રહ્યાં,શોભે પાડ પરવાળ.તકીયા ગલેચા જડાવ રંગબેરંગી ઘાટ;જગમગ જોત ઝળકી રહી,નવ જાણે દીવસ કે રાત.ઈંદ્રપુરી કોણ માત્રછે એવો મંડપ રચનાય પીરોશાહ હરખીઓ ઘણું, આણંદ અંગ ન માય. બંકાવલીને ખુશી ઘણી,પીઠી ચડીછે કાય;આભુષણની ગણત્રી નથી ત્યાં સો દાસી કરે રક્ષાય.અપછરાને સઘળી સુંદરી,સૌ ઉદેકાર ઉદોત;આભુષણ વસ્ત્ર શોભી રહ્યાં,જાણે વિજળી કેરી જોત. રંગરાગ બેઠાં કરે,બંકાવલીની પાસ;હાસ વિનોદને ચાતુરી, સઉ મનમાં હુલાસ. લગ્ન દિવસ આવ્યો તહીં, મુજફરશા લાવ્યા જાન;ઉતારો આપ્યો સહી, દીધાં ઝાઝાં માન. રવે બચ્ચાં હોશનાર,બે અવર બીજી બહુ નાર,પુરૂષ પ્રતાપી પ્રાક્રમી ગાંધર્વના કુમાર;જાનની પાસે સઉ ઉતર્યા, ઉતાર્યા વર રાય.તારા મધે જેમ ચંદરમા, તેમ શોભી કુવરની કાય; એવું રૂપ શોભી રહ્યું, જોતામાં હરખ્યા સઉ મન. આંખ ટાઢી સઉની થઈ, નગર વાસી જન.

ચોપાઈ—આવી બેઠાં સઉ અન્યોઅન્ય ત્યાંય, આણંદ સૌને અંગ ન માય;સૌ સજન સહોદર મળી જોડ, પોહોચ્યા સૌના મનના કોડ.ખાનપાન કરાવ્યાં તહીં,લગ્નતણી વેળા તો થઇ;બંકાવળીને શણગારી તહીં,તેની ઉપમા ના જાય કહી.વાળેવાળે મોતીની લેહેર,પેહેરીને બેઠીછે ઘેર; નેત્ર અણીઆળી અંજન સાર, કંઠે આભુષણનો નહીપાર. કાને ઝાલની ઝગકે જોત,જાણે ભાનું થાય ઉદોત;લલાટ ચાંદલો લટકે સાર,જાણે વીજળીનો ચમકાર. દંત મધે શોભે રેખાય, જાણે તારા શોભે મુખમાંય;અધુર મધે શોભે પરવાળ,નારંગી સરીખા શોભે ગાલ.કુચ ઉપર કંચુકી તંગ,તે મધ્યે જડાવછે નંગ;તે ઉપર છુટીછે વેણ,જાણે મણીધર કેરી ફેણ. વસ્ત્ર કસુંબી ઝાકમ જોર,મુખ મધે શોભે તંબોળ;પેહેરાવ્યો ચુડો હાથી દંત,તેના શોભા દીસે અનંત.વળીઆં વીંટીકંકણ

સાર,સર્વ આભુષણ રતન જડાવ; કટી મેખલા શોભે કટીલંક તેનો વળીઓ આડો અંક.જંગાઓ જાણે કદળીનો છોડ, તે મધે ક્ષણ્ નહી ખોડ;પગની પાની કુમકુમ વરણ ઠમઠમ કરતી ધરેછે ચરણ.કલ્લાં કાંબી લંગરને હાર,તેનો નાદથાયે ધમકાર;મદભરી હાથણી હોય જેમ, ચાલ તેની શોભેછે તેમ.સજ્યાં વસ્ત્ર સોળે શણગાર. મુખે જપેછે રાજકુમાર; સ્વામી સ્વામી જપેછે મુખ.કયારે પામીશું તેનું સુખ.રાજ-કુવરને હરખ ન માય,તેનીશોભા સીવર્ણવું આંય;મુખ શોભે જાણે કમળ સમાન,રૂપે જાણે ઉગ્યો ભાણ.નેત્ર જાણે મો-હનીનો કંદ,ભ્રગુટી જાણે પુનમનોચંદ્ર; કપાળ શોભે શીપ આકાર,નાશીકા જાણે તલની ધાર.એવું રૂપ રહ્યુંછે વશી, જાણે આભમાં સુરજ સશી; સડળક્રુ શોભે વીશાળ, મુગટ માંહે શોભેછે લાલ. શોભીરહીછે વાંકી પાઘ;શરીપેચ જડીત્ર બાંધ્યો તે જાગ,ફરતી મોતીની ત્યાં ઝુલ. શોભી રહ્યાં તે માંહે ફુલ,હીરાદંત શોભેછે વીલાસ;વાણી સુણતામાં આવે વાહાલ,કંઠેછે મોતીની માળ.સુભ તિલક કર્યુંછે લાલ, જરીનો વાઘો શોભેછે ઉદોત;જાણે દીનકર કેરી જોત,કટી-લંક જાણે કેસરી.જોતાં આંખ સઉકોની ઠરી,જાણે ઇંદ્ર સ-ભાનો રાય; તેથી શોભે માનવની કાય.

**દોહરા**—લગ્ન સમો થયો તહીં વરઘોડો થયો તૈયાર;સ્વાર પાળા શોભી રહ્યા,તેની શોભા અપરમપાર દીવ્ય વસ્ત્ર સો-ભી રહ્યાં ઘોડે થયા અશવાર;બીજાં વાહન શોભી રહ્યાં કેટલો કહુ વીશતાર;હસ્તીઘણાં કલોલમાં રતન જડીતછે શઉ સાજ; પગમાં તોડા સોના તણા,શોભી રહ્યાં ગજરાય,ધજા નેજા ઝ-બકી રહ્યા,થાય છત્રીસે નાદ ઢોલ ઢમકી વાગી રહ્યાં,કાને ન પડે સાદ રૂશનાઈની શોભા કેહેવાતી નથી અપરમપાર અ-પાર મેતાપ છુટે તાંહાં બહુ ઉદોતકાર તે ઠાર; અપછરા નજર ત્યાં રહીને કરે તેની શોભા કહીનવ જાય મુજફરશાહ જાણે

સહી તે હરખ અંગ ન માય જાદકણી પાછળ થઈ;રૂવે બચાં હોશનાર સાર અવર અપછરા અતી ઘણી તેની શોભા અપરમપાર નગરવાશી સ્વરગ પુરી તણા,જુવે સઘળા લોક.મુખ જુવે વર રાયનું સમીજાયછે સોક છજાં જરૂખાં અટારીએ કોઈ બહાર જોવા કારણ સઉ નીસરયા,નાહાના મોટા નરે નાર; ઈંદ્ર તણી સઉ અપછરા તે શોભા કહી નવ જાય;તે જોઈ મુખ વર રાયનું મન મગન થઇછે કાય કામદેવથી અધીકછે ઈંદ્રરાજા કોણ માત્ર,દીવ વસ્ત્ર ઝળકી રહ્યાં ઘણી શોભાછે ગાત્ર ઘેરઘેરને બહાર બાહાર વર વખાણેછે રૂપ,ધનધનએ માનવી મરત લોકનો ભુપ ધન ભાગ બંકાવળી તણુ,એ નરનો ઝાલશે હાથ.જનમ સફળ એનો થશે એમ કરે સઉ વાત.ફેરવ્યો વરઘોડો શેહેરમાં પછે ગયા મંડપ દવાર;તહાં જઈ ઉભા રહ્યા વરત્યો જેજેકાર; રાણીએ લીધો પોંખીને બેસાડ્યા માંહરામાંહ અંતરપટ વચમાં ધરી કન્યા પધરાવી તહાં વેદની ધુન બ્રાહ્મણ કરે,જોશીએ સાધ્યાં લગ્ન;હસ્ત મેલાપક ત્યાં કરયાં આણંદ થયા સઉ મગન,કુળ રીત તો ત્યાં કરી પોહોત્યા મનના કોડ નરનારી પરણીને ઉઠીયાં બેઉએ જુગતેજોડ.

ચોપાઇ—કુળ આચારની રીતો કરી,રાજકુંવરને કન્યા વરી પોતી મનડા કેરી આશ થયા પ્રસન આણી ઉલાસ કરયા મંગળ ચોથો કનસાર જેજેકાર વરત્યો તે ઠાર; કન્યાદાન આપીયું તે રાય,આણંદ તેને અંગ ન માય;આપ્યાં મણી મુગતાને માલ વાહન અશ્વ અને શુખપાલ;દીવ્ય વસ્ત્ર આભુશણ સહી તેની શોભા નવ જાએ કહી આપીયા મેડા મેહેલને આવાસ,સેવા કારણ આપી દાસ અસ્ટમાં સીધી નવ નીધી સહી કશી વાતની ઉનમત નવરહી વાજતે ગાજતે કરયા વીદાય સજન સરવે મળવાને જાય મેહેલમાં ઉતરયાં નરેને નાર,રાજકુંવરને કરયો જુહાર.મળી બેઠી સઉ ગયા મુકામ; પોતી મનડા કેરી હામ.બંકાવળી બેઠાં સ્વામીની પાસ,કંઠ માંહે ઘાલી-

ને હાથ.પ્રેમ પ્રેમ ગયોછે ત્યાં મળી પોતી બેઉના મનની રેળી.
હાથ વીનોદ કરે અપાર નર ચુંબન દેછે ગાલ;ઉમંગ ઉપનીયો
બેઉને ત્યાંય કામાતુર થઈ બેઉની કાય,સુખ સજ્યા ઉપર
સુતાં જઈ અમુલ મોતી વીંધાયું તહીં;વીનતાને પોતો અબી-
લાખ કેડે વળગી સુતી પાસ, ચાર પહોર રજની રંગે રમી વ-
રેહની વેદના સઘળી સમી;પ્રાતસકાળ થયો પછે ત્યાં,વીનતા
પાસેથી ઉઠયો રાય; દંતધાવન સ્નાન કરી;સજી શણગારને
બેઠાં ઠરી બંકાવળી એકલી તહીં રૂવેબચ્યાં તાં મળવા ગઈ
શરીર તણી તેને શુધ નથી,નગન રૂપ સુતી સરવથી;છુટી વેલ
વીખરાયા વાળ;દાતનો ઘાઓ દીસે ગાલ,અધુર રંગ પરવાળા
સહીત પરીક્ષા દીઠી નહીં.કુચ ઉપર નખ વાગ્યા અપાર ગતી
ભંગ દીઠી તે નારે રૂવેબચ્યાં મન હરખી રહી; ઇછા એની પુ-
રણ થઈ બંકાવળી કહી દીધો સાદ,ઉઠો બેન આણી ઉલા-
સ નીરભે થઇને સુતાં નાર,કાજ થવાં હવે મનમાં સાર;
એવાં વચન સુણી તે ઠાર;ઝડપ કરીને ઉઠી નાર;વસ્ત્ર સ-
જીને ઉભી થઈ રૂવે બચ્યાંની પાસે ગઈ,બેઠી બેહેન તે બંને
પાસ.આપ્યો આપ કરેછે હાશ.

દોહરા—રૂવે બચ્યાં મુખ ઓચરી;તારી પોતી મનની આશ
સુખ સાગર તેં ભોગવ્યું,શુતી સ્વામીની પાસ;બેહેન તુજ પ્ર-
તાપથી પોતા મનના કોડ,લાવો લાએણો લીધો સહી,સુખ ભો-
ગવું જુગતે જોડ,હાસ્ય વચન તુજને કહું મારા ભાગ તણો
મોઝાર.નરનું સુખ કેવું હશે,મુજને કોહોની નાર;ત્યારે બંકા-
વળી મુખ ઓચરી, કોઈ આશક માશુકની થાય,સુગડ નર-
ની સંગે રમે,તો સંદેહ મનનો જાય.સ્ત્રિને સુખ સ્વામી તણું
જાણુ નથી એમાં સાર;એ વાતનો સંદેહ ભાગશે જ્યારે તું
પરણેશ નાર,એમ વીનોદ કીધો મળી,પછી માગી વીદાય મા-
તા પીતા પુત્રી તાંહાં થકી જંજીરા ગઢ જાય;રાજા રાણીને
મળ્યા,રાજકુંવરને કરયો જુહાર;જડીત મેહેલને માળીયાં,ઉ-

મરાવતીનો વાસ.વઇભવ ભોગવે ભલી ભાતનો,નરનારી બેઉ પાસ; કનક સીંહાસનાબેઠાં સહી, સીરપર ચમર ઢોળાય છ- તરીસે વાજાં વાજી રહ્યાં બીજો ઈંદર સભાનો ભુપ;રંગ મંડપ અતી રળીઆરણો,તેની શોભા શી કહું મુખ;તાંહાં અપછરા તાન કરે સઉ, લેશ માતર નહી દુખ;ગાન કરે સહુ તારાણી ઉમેદ આણીને અંગ બંકાવળી બેસે સહી,સ્વામી કેરે સંગ.દેવાંગના સઉ દેવ તણી,તે માનવને દેછે માન;બંકાવળીની દાસીછે માટે કરેછે ગાન,શચ્ચ અપછરા સહી,એક એકથી રૂપ અપાર.તે સરવથી સરદારછે,બંકાવળી ગુણ ભંડાર;માટે સઉ આધીનછે,સરવે રહીછે હજુર;સુખ ભોગવેછે નર નારી તણું,દીન દીન વાધે નુર.

ચોપાઇ—ઘણા દીવશ એમ ભોગવ્યું સુખ રાજકુંવર પછે બોલ્યો મુખ;બંકાવળી પ્રતે બોલ્યો વાણ, સાંભળ વીનતા ચતુર સુજાણ.માત પીતા સહોદર જન;તેને મળવા કેરૂ મન લાખા મનમાં ધરતી હશે દુખ,તજી બેઠી હશે સરવે સુખ; મારે વીજોગે તજશે પ્રાણ,તેની હત્યા મુજ શિશ જાણ:તે પણ બાગ બગીચા મેહેલ,ત્યાં જઇને કરશે સેહેલ.જો તારા મનને ગમે નાર,તો મળીએ કુટુંબ પરીવાર એવાં સ્વામીનાં સુણી વચન પ્રસન થયું વીનતાનું મન; તમને ગમતુ હોય ભરથાર,તો વહાણે વાતે જઇએ તે ઠાર;માત પીતાની જઈ માગુ રજાય કાલે કુચ કરીશું રાય.એમ કહી સંતોષ્યો કંથ, માગી શીખ લીધો તે પંથ,જીહાંછે પોતા કેરી માત,તેની આગળ કહી માંડી વાત; દુખ ધરેછે મારા સ્વામ;તેને માત પીતા મળવાનું મન.હું પણ સ્વામી સાથે પળુ સગાં સહોદરને જઈ મળુ;માટે માતાજી રજા દીજીએ,વાંહાંણું ત્રાતે સીધ કીજીએ હેવાં પુત્રીનાં સુણી વચન,હરખ્યું તે નારીનું મન.તેને સ્વામીને વીનવ્યો જઈ, હકીકત પુત્રીની કહી.પુત્રિ જમાઈ માગેછે રજા,આપોતો પોતા કેરે દેશ પળાય;માટે વિદાય કરો

નરેને નાર,મળે જઈ કુટુંબ પરીવાર.ત્યારે રાજા થયો રળી-
આત,રાણી પ્રતે બોલ્યા વાત;કાલે સવારે કરશું કામ;પહોં-
ચાડીશું પુત્રીની હામ,એમ રાણી સાથે બોલ્યો રાય.પછે તે
વીનતા આવી ત્યાં,ચંકાવળીને કહ્યું તે ઠાર;કાલ વીદાય ક-
રીશું નાર,તારા બાપે કહ્યુંછે મુખ.પુત્રી કેરાં ટાળશું દુખ,
આપીશું ગજરથને તોખાર,વદાય કરશું રાજકુમાર.ઘણો હ-
રખ તે મનમાં ધરી.પછી સ્વામી પાસે પરવરી;સઘળી વાત
વીસ્તારી કહી. સુખસેજા ઉપર સુતી તહીં.વીનોદ કરતાં
વીતી રાત,ઉગ્યો રવી થયો પ્રભાત;દંત ધાવન કીધું અસ્નાન
પરમેશ્વરનું ધર્યું ધ્યાન, અમરત મેવા કીધા આહાર,
હવે તેડાવો રાજકુમાર.

દોહરા—પીરોશા મન રીઝીઓ,તેડાવ્યો રાજકુમાર;પાસે
લઈ બેસાડીઓ,સભા મધે સાર.સરપાવ લાખોના આવિયો,
આભુશણ અમુલ;વસ્ત્ર આપ્યાં ભલી ભાતનાં,શોભા શી કહું
અતુલ.માણેક લાલ લીલમ સહી,મુગટા મણી મહા મોટ;
ભરી પેટીઓ ત્યાં સહી,તેને શાની ખોટ.અશ્વ આપ્યા એક
સો ત્યાં,પાંખાળા તેની જાત;ગગન મારગે પરવરે,અરૂમખી
પટોળી ભાત.હસ્તી એક અઇરાવતી,અંગે શોભે શુભ સાજ;
પલાણે ફરતાં મોતી સહી,મધે જડીત પરવાળ.વાહન બીજાં
અતિ ઘણાં,તેની શોભાનો નહિ પાર;કવી કહે શું વરણવું,
એક રસનાએ ઠાર.એકસો દાસી આપી સહી, એક એકથી
અદકુ રૂપ;સો રાક્ષસ આપ્યા હરલોશમાં,તે સાથે બોલ્યો ભુપ.
સીરકસ્તાન મુકીને આવજો,પાછા આપણે મુકામ; ફુલની
પ્રમાણે મુકજો,એમ બોલ્યા તે ઠામ.ચંકાવળીને શાશરવાસો
કર્યો,અપરમપાર;આભુશણ ભાતભાતનાં,વિદાય કર્યો તે
ઠાર.નરનારીને વિદાય કર્યાં,સજ્જનને મળવા જાય;તહીંબેઠી
પાછાં ફર્યા,આણંદ અંગ ન માય.રાજારાણી પાછાં ફર્યાં,
મળી બેઠી તે દીશ;રાજકુંવરે ત્યાંથી કુચ કર્યાં,સસરાને નામી

શીશ વાજતેગાજતે પરવરેયા, કુચ મુકામે જાય; રાક્ષસસાથે
ઝડપમાં, આણંદ અંગ ન માય. થોડાદિવસમાં આવિયા,
સીરકસ્તાન મુકામ;પોતીકા બાગમાં ઉતરેયા,પોહોતી મનની
હામ. ખબર થઇ રાણીને તહીં,લાવ્યા મેમુદા નાર;દુખ ગયું
દીલડા તણું,તેણે સજા શોળ શણગાર. આવીને ચરણે નમી,
આલીંઘન દીધુ તે ઠાર; સુખના સાગર ઉલટયા, મળીયા
રાજકુમાર. બંકાવળી બેઠી જઇ, ત્રણે નાર તે ઠાર; ઇંદ્ર
તણી શોભા સહી. સીધ કરે ત્રણ નાર.

**ચોપાઇ**—પછે રાજકુંવરે વિચારેયુ તહીં,પીતાને કાગળ
લખવો અહીં:ત્રણ નારી હું પરણ્યો આપ,તેપીતાતણો પ્રતાપ
એવું મનમાં ધારયું તે વાર,ત્રણે રાણીને પુછયા સમાચાર;
પીતા માતાને કાહાવ્યું સહી,બંકાવળીને મગવાઆવો અહીં.
તારે રાણી કહે સાંભળો રાજન,તમને ગમેતે કરો આદીન;
સાસુ શશરાને મળીશું આજ,તોતો સરશે મનના કાજ.હેવી
વાણી સાંભળી તે તણી,કાગળ લખવા બેઠો સહી;પોતે મન
આણી હુલાસ,લખ્યો કાગળ ચીત રાખી પાસ.સ્વતશ્રી સી-
રકસ્તાન ગામ,રાજાજી જલદસંગ નામ;લખીતંગ તાજલમુખ
ગુલામ,કરજોડીને દંડ પ્રણામ.કાગળમાં લખી છે વીનતી,
લખ્યા પ્રમાણે કરજો પ્રથવીપતી;તમ પ્રતાપ પામ્યો બહુ, હું
રાક્ષસી માયા જીત્યો સહુ.ગાંધરવી લોકને વશ કરેયા,તે સર્વે
તમારી દયા;અપછરા નારી પરણી લાવ્યા,તે સાથે બાગમાં
આવ્યા.તે માટે લખી મેં વિનતી,મળવા આવજો પ્રથવીપતી;
તમો મળશો તારે થાશે સુખ.સત માનજો કહુંછું મુખ.માટે
કાગળ લખી મોકલીઓ સહી, કાસદ લઇને આવ્યો તહીં;
એનો પ્રતિ ઉતર કાવજો, મળવા વેહેલા આવજો.

**દોહરા**—લખી કાગળને આપીઓ,કાસદને તેણી વાર;
સીરકસ્તાનમાં પરવરેયો,મારા પીતાતણો જ્યાં દુવાર.કાગળ
જઇને આપજો,સામાતણો જ્યાં સાથ.બીજા હાથે જાએ નહિ,
આપજો હાથોહાથ,એવું કહિને મોકલ્યો સીરકસ્તાન તેણીવાર,

જઈ કરીને પહોંચ્યોઓ;ચારઘડી મોઝાર,સભાભરી બેઠા સહુ. કચેરીમાં તેણીવાર,ત્યાં કાશદે જઈ કરી નમીને કરયો જુહાર;મહારાજ કાગળ લીજીએ,એમ કહીને આપ્યો હાથ.રાજાએ કાગળજોઈ કરી,વાંચ્યો રૂડીઆ સાથ;ઉકેલીને વાંચીયો ખુશી થયા મનમાંહે.ધનધન દાહાડો આજનો,ઉઠ્યા સભાથી તાહે;વજીર તેડી વાણી કહી,કાગળ આવ્યો આજ.ગાંધરવ લોકને વશ કરિ,કન્યા લાવ્યો વિખ્યાત;માટે ત્યાં જાવું સહી, લાવ્યો પદમણી નાર.અપછરા સહિત તે આવિયો, ચાલો મળવા તેડે રાજકુમાર;જનાનો તઈયાર કરયો, જઈને કહ્યા સમાચાર.પછે કાશદને આપી આગ્ના,તે ગયો બાગ મોઝાર;હકીકત સઉ માંડી કહી,મળવા આવે રાજા આહાર. પછે રાજકુવરે વસ્ત્ર ધરયાં,નારિએ સાજ શણગાર;સજ થઈ બેઠા સહુ,જુવે વાટ નીરધાર.ત્યાં જનાનો તઈયાર થયો,સજ થયો ત્યાં રાય,ત્યારે ચાર પુત્ર કહે અમે આવીએ, મળવા ભાભીને ત્યાંય. રાજા કહે ચાલો સહિ, અકલ હિણા સાર; જુઓ આ દેવ કન્યા લાવીયો.તમે ગુણકાને દવાર. અશ્વાર થઈને આવજો,મુજ પછવાડે રાજકુમાર;જુઓ ચતુરાઈ કુંવરની, પછે કરજો વિચાર મન સાથ.

ચોપાઈ—આવ્યાં માબાપ મળવાને કાજ,મળી ભેટી બેઠા આજ;પોતાને વિનતી તહીં, માબાપ આગળ માંડી કહી. બંકાવળી આવીને ચરણે નમી,સાસુ શશરાના મનમાં ગમી; ઘણું ખુશી થયા તેણીવાર,મુસ્તક હાથ મુક્યો તે વાર.સભા સહુ ત્યાં અચરત થઈ,ખુશ લિ સઉનેવાધિ તહીં;ખાનપાન કરાવ્યા મુખવાશ,મન મધે આણ્યો ઉલાસ.પછે પીતાએમાગી રજાય.સભા સઉને કહ્યું છે ત્યાં,ચાલો અસવારી કરો તૈયાર; બંકાવળીને આશિશ દિધી સાર,મળીકરીને ઘેરજઈ ગયા રાજકુવર તે ઠામે રહ્યા,એમ કરતાંવિતાબહુ દીન;તાર પછે શું વિવું તન,સર્વે સાથે રંગે રમે.ભોજન મન ભાવતાં જમે,પછે નારિને ગરભ રહ્યો;બંકાવળીને પુત્ર થયો, ઘણાદિવસ એમ

કરતાં ગયાં.રાજકુંવર ત્યાં મોટા થયા,વરશ સાતનો થયો જે-
ટલે;રાજરીત સમજ્યો તેટલે,બંકાવળીઘણુ હરખી મન.સ્વા-
મી પ્રતે બોલી વચન.એનો જનમ લખાવો અહીં;રાજકુવરે
સાંભલ્યું તહી,જોશી તેડાવી કીધું કામ.જોશી બોલ્યા તેણેઠામ,
નામ બળવંતજી પાડો તમે;લખ્યા પ્રમાણે કહુંછું અમો,એવું
સાંભળી થયા રળિયાત, પાડ્યું નામ મળી સઉ સાથ.વળી
જોશી બોલ્યો તે ઠાર,રાજકુવર પ્રતે નિરધાર;ઘણું ભાગ્ય-
શાળીછે એહ,સત કરીને માનજો એહ.એવું સાંભળ્યું જેણી
વાર,હરખ્યા ઘણું તે રાજકુમાર;ત્યાં ખુશી થયા જન સઉ,
જોશીને ધન આપીયું બહુ.જોશી પોતાને ઘેરજ ગયા,દ્રવ્ય
લેઇને સુખીયા થયા;એમ કરતાં વિતા બહુ દન.રાજકુવરે
વિચારેયું મન. પુત્ર આપણો મોટો થયો,હેત ધરીને બોલજ
કહ્યો;તારે પુત્ર બોલ્યા તે વાણ,સાંભળો તાતજી ચતુરસુજાણ.
દાદાજીને મળવાના કોડ,ચરણે નમીને કહુંછું કરજોડ; માટે
જવાદોની તમો, ખુશી થઇને કહુંછું અમો. તારે વિચાર્યું
પોતે મન, સાંભળિ વચન બોલ્યો રાજન;પુત્રજી તમે કહ્યું
નીરવાણ,ઇયાદ આવ્યુ જલદપુરે જાણ.તેને તેડવા મોકલ્યા
છે દાસ, પુત્રનું મુખ જોવાને કાજ.

દોહરા—રાજકુંવરે એમ બોલીઆ,સાંભળ બળવંતતન;
જાઓ મળીને આવજો,આજથી ચોથે દન.માણશ દાદાજીનું
આવીયું,તમને તેડવા કાજ; તેની સાથે પરવરો, ઘોડે ચડીને
આજ.ત્યાંથી પુત્ર પરવર્યો,ગયો સીરકસ્તાન મોઝાર;રાજસ-
ભામાં આવી કરી,ચરણે લાગીઓ તેની વાર.તારે જલદસંગ
ઘણું રીજીઓ,તેડ્યો પુત્રને પાસ;ખોળામાં બેશાડી કરી,ચુંબન
દીધું ગાલ.પુત્ર દેખીને ઘણું હરખીઓ,ઉલટ અંગ નમાય;
ચતુરાઇ દીઠિ ચોગણી, ખુશી થયા મન માંહ. રાજાએ
વિચાર્યુ મન વિષે,ભાગ્યેગશાળીછે એહ;હવે હુંતો વરધ
થયા,વિચાર કરિ પછે તેહ.વજીર તેડ્યો પોતા તણો,વિચાર
કર્યો તે સાથ;વજીરને કહ્યું મુખ થકી,એને પાટ બેસાડો

આજ.જોશી બોલાવી પુછીશું, શુભ મહુરત નીરધાર;તે બ-
તાવો મુજને, નિશ્ચે કરી આ વાર.સભા ભરાઈ બેઠી સ-
હિઉલટ, સઉને મન;ગોળધાણા વેંચી કરી,બોલ્યો મુખેવચન
સભા સઉ જન દેખતાં,રાજાએ કરચુંછે એ કામ;બળવંતને
તેડી કરી, બેસાડ્યો તેણે ઠામ.રાજ્યાશન બેસાડીયો,વાગ્યાં
ઢોલ નીશાન;જેજેકાર સભામાં થયો, ખુશી થયા સઉ જન.
રાજારાણીએ સાંભળ્યું,હરખ્યા ઘણા મન માંહ;પુત્રનો પુત્ર
રાજ પામીઓ, આણંદ અંગ ન માય.રાજ ચલાવે આણં-
દથી,રાજા રીઝે મન;ખબર થઈ કાકા ચારને, તે ઉદાશ
થયાછે તન.એમ છતાં રાજ એ કરે,એ કોના ઘરનો ન્યાય:
મુજ પીતાએ વિપરીત કરચું,એ તે શું કહેવાય.હેવું વિચારી
નીસરચા,ગયા પીતાની પાસ;ત્યાં જઈ વિનતી કરી,એ શું
કીધું તાત.તારે પીતા કહે પુત્ર સુણો,તમ લાયક નાહોય રાજ;
ઘકોતેર તરસે એ થકી,માટે સોપીયું રાજનું કામ.તમે રાજ
ચલાવવું શીખ્યા નથી,તો શું કરીએ કામ;ગુલામી ડાઘ દે-
ડાવિયા,રમોયા જુગટુ તે જોડ.માટે મોટી એબ તમને સહી,
સઉ હશ્યા પુરના લોક;તમો ખાઓપીઓ ખુશી કરો,અલ-
ખત ભોગવો અપાર.હુકમ કરે બળવંતજી,તે પ્રમાણે રેહો
આ વાર;હેવું કહીને મોકલ્યા, પુત્ર જે પેલા ચાર. નીચુ
જોઇને તે ગયા, આવ્યા પોતાને દુવાર.

**છપો**—ભુંડું દેહમાં દુખ, ભુખ પણ તેથી ભુંડી; ભુંડું
દેવનું કામ કામ કલંક જે કુટી ભુંડું અતી અનાદ, ભુંડું
સ્ત્રિ દુખ થાય ભુંડું ભાર ભરવું; ભુંડું કાસેદુ ઘણું, કરવું
ભુડાથી ભુંડું ઘણું, રેહે રાજ ગયા તણું.

**દોહરા**—તે ખબર ગઇછે બાગમાં,હરખ્યો ઘણું તે રાય:
રાણીએ જઈને કહ્યું.તમ પુત્ર પામ્યો રાજ.બંકાવળી ઘણું
રીઝીયાં,બીજી રીઝી બે નાર;મુજ સઈયરનો પુત્ર તે પામ્યો
રાજકારભાર.ઘણો હરખ ત્યાં થઇ રહ્યો,વધામણાં ઘેરઘેર;

હવે કાગળ આપીયો, રાજ પામ્યો તેની પેર, પુત્ર રાજ પીતાનું કરે પોતે ગજાવે પેર; બાગબગીચા બંગલા જોઇ કરી, હરખેછે બહુ પેર. બાયપીઓને આણંદમાં, ઓછવ થાય ઘેર ઘેર; એ વાત રહી એટલે, કહું ચારે ભાઈની પેર.

ચોપાઇ—ચારેજણા વીચારેજ કરે, મનમાં ઘાટ પોતાનો ઘડે; ઘણી ચતુરાઈ કરેછે સહી, પણ બળવંત આગળ ચાલે નહી. એમ થઇ ગયા બહુ દન, કાયલી થયા પોતે રાજન; આકુળ વ્યાકુળપોતાને મન, બોલ્યો બળવંત પીતાને વચન. દાદાજી એક કહું વીનતી, તે સાંભળી કાને કથી; હું બળવંત વખાણું ઘણું, નાચાલે ચારે કાકા તણું. ઘણું બળ મારૂંછે જાણ ચારે કાકાનું નવ ચાલે વાણ; ત્યારે રાજકામ ના સોંપુ એહને, સત કરી માની લીધું મને. આપ અખત્યાર આપીયો, સંદેહ એટલો મનનો ભાગીઓ; એવી મહોર કરી આપી સહી, બળવંત નીચીંત બેઠો તહીં. નવ ચાલ્યું ચારેનું તહીં, મનમાં સમજીને રહ્યા સહી; હવે વાત એક નવી થઇ, દાદાજી મરણ પામ્યા તહીં. બળવંત રાજ પોતાનું કરે, કાકાને મનમાં નવ ધરે; બાયપીઓને ખુશી કરે, બીજી વાત મનમાં નવ લહે. એ વાત અહીંઆંથી રહી, બંકાવલીએ સાંભળ્યું તહીં; તેણે બળવંતને કહાવ્યું તહીં, તમો કાકાને છેદતા નહી. તમો કાકાને શું કહીએ કથી, તમને શીખામણ દેવી નથી; તમોછો ચઉદ વિદ્યાગુણ જાણ, તેમાં ઝાઝું શું કહીએ વાણ. વેદપુરાણ કહેછે કથી, પીતા કાકામાં અંતર નથી; પીતાનું રાજ પુત્રજ કરે, ધરમ આણ તો તેની ફરે. એવું કાગળમાં લખ્યુંછે સહી, કાસદને મોકલ્યો તહીં; જઇ કાસદે કરચો પ્રણામ, કાગળકરમાં આપ્યો તે ઠામ. વાંચી હરખ્યું અંતહકરણ, માત પીતાના ચાંપુ ચરણ; વચન તેમનું મીથ્યા કરૂ, તો રવરેવ નરકે સંચરૂ.

દોહરા—બળવંત બુધે આગળો, વાંચ્યું માતાનું પત્ર; કાકાને ચરણે નમ્યો, આપી મોહોરને છત્ર. અમલ પટો આપો

વળી, આપો કરનો કટાર; આ રાજઆસન આપુ વળીકીધાં બહુ મનુહાર. માહરા માત પીતાએ તેડાવીઓ, અમો જઈશું અમારેગામ; આઓપીઓ ખુબી કરો, રાખજો પીતાનુંનામ. ત્યારે ચીતમાં હરખીયા, દીધી બહુ આશીશ; માતપીતાની ભ. ગતી કરે તેને સનમુખ; શીજુગદીશ. પછે આત્તા માગી સં; ચરચો, ઉલટ અંગ નમાંય. પ્રદક્ષણા કરી પરકંમા, માતપીતાને પાય; રૂપ દેખી રીજી ઘણું, કરી એવાં શુભ કાજ. આપણે જઈએ બંક પુરી, આપી પુત્રને રાજ; જોશી તેડ્ય જુગતશું, દીધાં ઝાઝાં માન. લગન લાએણું કહો તમે, રાજ તપે જેમ ભાણ; ત્યારે જુગતે જોશી બોલીયા, ગરૂ ધ્રુરૂપ યોગછે સાર. રાજ બેસાડો રીજમા, તપશે તેજ અપાર; વચન સુણી હરખ્યા ઘણું, કીધાં સઘળાં કાજ. દીન પુન્ય કીધાં ઘણાં, બળવંતને સોંપીયું રાજ; વીમાને બેશી બે જણા, બંકાવળી મોઝાર. માનવી રૂપ મટી ગયું, પામ્યા દેવાંશી અવતાર; સુખ ભોગવે સ્વર્ગનું, પામ્યા સુરેપદ ધામ. પ્રાક્રમ કીધાં અતી ઘણાં, જુગમાં રહ્યું એક નામ.

**ચોપાઇ**—જેણે સુખે સમરચા શ્રીરામ, જુગમાં રહે એક તેનું નામ; અનદાન કીધાં બહુ ઠામ, કરયું જેણે પરમાર્થ કામ. એતો પામે વૈકુંઠ ધામ, જુગતે જસ વાધે પુરગામ; જુગ જશ મહીમા જેહનો, કેહે કવી તેને જીવતો જાણવો.

**દુહા**—એવાં પ્રાક્રમ જે કરે, રાખી હૈડામાં ધીર; નામ રહે નવ ખંડમાં, જેવો વીક્રમવીર. એ કથા જે સાભળે, કરે જે પુનનેદાન; આ લોકમાં હુંશ પામશે, પરલોકે બહુ માન. બુધી પ્રમાણે ચાતુરી, ધર્તિ મન ઉલાસ, જે ગાય શીખને સાંભળે; તેનો વૈકુંઠ વાસ. શ્રોતા વકતા સાંભળે, પોહાચે મનના કોડ; કૃશ્નદાસ કહે બોલજો, જેજે શ્રી રણછોડ.



# खबर.

—०—

आ चोपडी तथा बीजी
जातनां पुस्तको तथा
कायदाओ अमदावाद-
मां माणेकचोकमां चो-
कीना सामे मेडा उपर
शा० मगनलाल हेमचंद-
नी दुकानेथी तथा अमदा
वाद [illegible]
थी मळशे.

—०—

सने १८८४

संवत १९४०